## આપની સમસ્યાઓનો ઉકેલ



# અસ્માઉલ્ હુસ્નામાં



તદ્દન નવા દષ્ટિકોણથી સંપાદિત કરેલી,
લગભગ ૫૦૦ સમસ્યાઓનો ઉકેલ દર્શાવતી
અનોખી કિતાબ (Directory નિર્દેશિકા)



સંપાદકો

અબ્દુલ્કાદિર ફાતીવાલા (વલસાડ)
મૌલાના મુહમ્મદ યૂનુસ મુનશી, ફલાહી
મુહમ્મદ બશીર અઘાડી (મુંબઈ)

# આપની સમસ્યાઓનો ઉકેલ

# અસ્માઉલ્ હુસ્નામાં

**તદ્દન નવા દૃષ્ટિકોણથી સંપાદિત કરેલી,**
**લગભગ ૫૦૦ સમસ્યાઓનો ઉકેલ દર્શાવતી**
**અનોખી કિતાબ (Directory નિર્દેશિકા)**

**સંપાદકો**

**અબ્દુલ્કાદિર ફાતીવાલા (વલસાડ)**
**મૌલાના મુહમ્મદ યૂનુસ મુનશી, ફલાહી**
**મુહમ્મદ બશીર અઘાડી (મુંબઈ)**

**પ્રકાશક**

**અલ્હિદાયહ ઈસ્લામિક રીસર્ચ સેન્ટર**
**જામિઅતુલ્ હિદાયહ, વાદીએ હિદાયત,**
**રામગઢ રોડ, જયપૂર – ૩૦૩ ૦૧૩**
**(રાજસ્થાન) ઈન્ડિયા**
**ફોન : [0141] 2634279, 2632458, 2601221**

**Printed By : HIDAYAT ART 9974034310**

**કિતાબ** : આપની સમસ્યાઓનો ઉકેલ અસ્માઉલ્ હુસ્નામાં

**સંપાદકો** : અબ્દુલકાદિર ફાતીવાલા (વલસાડ)
મૌલાના મુહમ્મદ યૂનુસ મુનશી, ફલાહી
મુહમ્મદ બશીર અઘાડી (મુંબઈ)

**પ્રકાશન વર્ષ** : જમાદિલ્ આખર–૧૪૩૫ હિજરીસન
એપ્રિલ–૨૦૧૪ ઈસ્વીસન

**પ્રકાશક** : અલ્‌હિદાયહ ઈસ્લામિક રીસર્ચ સેન્ટર,
જામિઅતુલ્ હિદાયહ, જયપૂર – ૩૦૩ ૦૧૩

**કમ્પોઝીટર** : મૌલવી મુહમ્મદ યૂનુસ મુન્શી, ફલાહી

**મુદ્રણ વ્યવસ્થા** : મુહતરમ મૌલાના ઝિયાઉર્રહીમ રહીમી, સુરત

## વિતરકો

● **અબ્દુલકાદિર ફાતીવાલા**
મોટા ઘાંચીવાડ, વલસાડ,
ફોન : (02632) 243786

● **મુહમ્મદ બશીર એચ. અઘાડી**
૨૨, રેડ ક્રોસ સ્ટ્રીટ,
૪ / ૧૨, નાઝનીન બિલ્ડીંગ,
અગ્રીપાડા, મુંબઈ૪૦૦૦૧૧
મોબાઈલ : 09869651700

● **હઝરત મૌ. મુહમ્મદ ઈબ્રાહીમ ફ્રુટવાલા નદવી સા. (દા. બ.)**
ઝાઈકા હોટલની સામે,
ખાટકીવાડ, નવસારી

● **બિલાલભાઈ અમલા, રહીમી**
૫ / ૧૬૪૩, હરીપૂરા,
ગુંબદવાલી મસ્જિદ નજીક,
હસનજીનો ટેકરો, સૂરત
મોબાઈલ : 94082 64174

● **અંજુમને હિદાયત**
હિદાયત મસ્જિદ, મૌલવી સ્ટ્રીટ,
સગરામપુરા, તલાવડી, સૂરત

૧ **મૌલાના ઝિયાઉર્રહીમ રહીમી**
મોબાઈલ : 99740 34310

૨ **હાજી યૂસુફભાઈ જરીવાલા**
મોબાઈલ : 97140 80519

## આ કિતાબ પ્રગટ કરવાની આમ ઈજાઝત

- દુનિયામાં કોઈ એવી વ્યકિત ભાગ્યે જ હશે જેને કોઈ સમસ્યા ન હોય અને તેના ઉકેલ માટે તે ચિંતાતૂર ન હોય. એટલે આ કિતાબ દુનિયાની દરેક વ્યકિતના માટે ઉપયોગી અને જરૂરી છે.
- આવી સર્વજન ઉપયોગી અને લાભદાયી કિતાબ, વધારેમાં વધારે લોકોના હાથોમાં પહોંચે, અને એનો લાભ ઉઠાવે, તે માટે આ કિતાબને કોઈ પણ ભાષામાં છપાવી પ્રગટ કરવાની દરેક વ્યકિતને, સંસ્થાને અને પુસ્તક પ્રકાશકને અમારા તરફથી આમ ઈજાઝત છે પરંતુ અમારા નીચેના સૂચનો ધ્યાનમાં રાખવા ગુઝારિશ છે.

(૧) આપે પ્રકાશિત કરેલી કિતાબની ઓછામાં ઓછી પાંચ પ્રતો સંપાદક અને વિતરક નંબર : ૧ ને જરૂર મોકલે જેથી દરેક આવૃત્તિની માહિતી અને નમૂના અમારા પાસે રહે.

(૨) કિતાબ ઉમદા કાગળ પર, મોટા ટાઈપમાં, મનોહર બહુરંગી કવર પેઈજ સાથે, ખૂબ આકર્ષક રીતે છપાવે.

(૩) ખર્ચ ઓછો કરવા માટે, ઉતરતી કક્ષાના વજનમાં હલકા, પાતળા કાગળ વાપરવાની અને લખાણને ખૂબ ગીચ કરી, ટાઈપ ખૂબ નાના કરી, પેજીસ ઓછા કરવાની વૃત્તિ ન રાખે. રસોઈ ગમે એટલી સ્વાદિષ્ટ હોય પરંતુ જો એના બાહ્ય રૂપ, રંગ અને સુગંધ સારા ન હોય, તો ખાનારને ખાવાની રુચિ થતી નથી. એ જ પ્રમાણે કિતાબ ખૂબ જ ઉપયોગી હોય પરંતુ એના બાહ્ય રૂપ–રંગ સુંદર અને આકર્ષક ન હોય તો વાચકને વાંચવાનું મન થતું નથી.

(૪) ધંધાદારી પુસ્તક પ્રકાશકો, નફાનું પ્રમાણ ઓછું રાખી, ગરીબ ગ્રાહકોને પણ આ કિતાબ ખરીદવામાં સહાયક બને.

(૫) આ કિતાબને મર્હૂમોના ઈસાલે સવાબ અને સવાબે જારિય્યહ માટે પણ છપાવી શકાય.

# પ્રસ્તાવના

અબ્દુલકાદિર ફાતીવાલા

بسم الله الرحمن الرحيم

نحمده ونصلى على رسوله الكريم !

આખા વિશ્વમાં કોઈ ઈન્સાન એવો ન હશે જે કોઈ સમસ્યાથી પરેશાન ન હોય અને તે એનો ઉકેલ શોધતો ન હોય.

આ નાચીઝના અનુભવ અને અલ્પ સમજ પ્રમાણે, 'અસ્માઉલ્ હુસ્ના'ના અમલો અતિ આસાન અને અસરકારક છે અને સામાન્ય વ્યકિત પણ આસાનીથી એના પર અમલ કરીને પોતાની સમસ્યાને હલ કરી શકે છે. પરંતુ 'અસ્માઉલ્ હુસ્ના' વિષે જે કિતાબો લખાયેલી છે તેમાં પોતાની સમસ્યાનો ઉકેલ કયાં છે એ શોધવા માટે વાચકે સંપૂર્ણ કિતાબ વાંચવી પડે ! એટલે મોટા ભાગના લોકો એનો લાભ લઈ શકતા નથી.

તદ્દન સામાન્ય વ્યકિત પણ પોતાની સમસ્યાના ઉકેલ માટેનો અમલ, ખૂબ જ સરળતાથી જાણી શકે, તેવી કિતાબ તૈયાર કરવાનો વિચાર ઘણાં લાંબા સમયથી અલ્લાહ તઆલાએ આ નાચીઝના દિલમાં નાંખ્યો હતો પરંતુ સમય અને શકિતની મર્યાદાના કારણે એ કામમાં ખૂબ જ વિલંબ થતો રહ્યો. એટલે મેં મારી પુત્રવધુ, મારા પુત્ર મુહમ્મદ મા'સૂમની પત્ની, સાઈમા પાસે માહિતીના પૃથક્કરણનું પ્રાથમિક કામ કરાવ્યું. તે B.Com. થયેલી છે અને વાંચન–લેખનમાં ખૂબ રસ અને રુચિ ધરાવે છે. તેણે ખૂબ જ રસ અને ખંત અને મહેનતથી એ કામ કર્યું.

મુંબઈ નિવાસી મારા પીર ભાઈ, મિત્ર અને મુહસિન, મુહતરમ મુહમ્મદ બશીરભાઈ અઘાડીને પણ વાંચન, લેખન અને પ્રકાશનમાં

ખૂબ રસ અને રુચિ છે. આ કિતાબના સંપાદન માટે જરૂરી વિશેષ માહિતીઓ એમણે ખૂબ જ રસ અને શ્રમપૂર્વક તૈયાર કરી આપી.

- તે પછી ઉપરોકત બન્ને સામગ્રીઓ અને આધાર ગ્રંથોના આધારે મારા દામાદ મૌલાના મુહમ્મદ યૂનુસ મુનશી, ફલાહીના સાથ અને સહકારથી આ કિતાબને અંતિમ સ્વરૂપ આપવામાં આવ્યું. એમાં :
  - ☐ 'અસ્માઉલ્ હુસ્ના'ની ચાર અલગ સૂચિઓ આપી છે.
  - ☐ સમસ્યાઓના સાત વિભાગો, તેના પેટા વિભાગો અને વળી તેના પ્રપેટા વિભાગો પણ બનાવ્યા છે.
  - ☐ તે પછી દરેક સમસ્યાને અનુક્રમ નંબર આપ્યો છે.
- એટલે વાસ્તવમાં આ એક Directory ડિરેકટરી (નિર્દેશિકા) છે જેના વડે અદના આદમી પણ, આસાનીથી, પોતાની સમસ્યાના ઉકેલ માટે જરૂરી માહિતી મેળવી શકશે. ઈન્શાઅલ્લાહ.
- વાચકો, વિદ્વાનો, વિવેચકો, તંત્રીઓ, ઉલમાએ કિરામ વગેરે મહાનુભાવોના અભિપ્રાયો, અવલોકનો, સમીક્ષાઓ, સૂચનો અમને માર્ગદર્શક થશે. ઈન્શા અલ્લાહ.
- કિતાબ છપાવવા માટે ફાળો આપનારા સખી દાતાઓ નીચે પ્રમાણે છે :

(૧) મુહતરમ મુહમ્મદ બશીરભાઈ અઘાડી, મુંબઈ
(૨) મુહતરમ મૌલાના મુહમ્મદ ઈલ્યાસભાઈ સાજી, મુંબઈ
(૩) મર્હૂમ હાજી અબ્દુલ સત્તારભાઈ ચોકસી (રહ.)ના ફરઝંદો
(૪) મુહતરમ ઈનાયત ગુલામનબી ફાતીવાલા, વલસાડ (યુ. કે.)
(૫) નામ જાહેર ન કરવા ચાહતા કેટલાક દાતાઓ.

ઉપરાંત આ કિતાબના લેખન અને પ્રકાશનમાં અન્ય કોઈ પણ રીતે મદદ કરનારા સૌના અમે આભારી છીએ.

અલ્લાહ તઆલા તમામની તમામ ખિદમતોને કબૂલ ફરમાવી

બન્ને જહાનમાં અજ્રે અઝીમ અતા ફરમાવે. આમીન.

- આજ પ્રકારની હવે પછી ઈન્શા અલ્લાહ અમારી નીચેની ચાર કિતાબો પ્રગટ થશે. એને છપાવવા માટે ફાળો આપવા ચાહતા સખી સજ્જનોને ફોનથી અમારો સંપર્ક કરવા ગુઝારિશ છે.

આપની સમસ્યાઓનો ઉકેલ :

(૧) કુર્આન શરીફમાં (૨) હદીષ શરીફમાં (૩) દુરૂદ શરીફમાં
(૪) બુઝુર્ગોના અકવાલ અને આ'માલમાં

ઉપરોકત કિતાબોના લેખન અને સંપાદનનું કામ ચાલે છે એટલે એમાં ઉપયોગી થાય તેવી ઉર્દૂ, હિન્દી, ગુજરાતી કિતાબોની માહિતી અમને જણાવવા, એ વિષયના જાણકારોથી અમારી વિનમ્ર ગુઝારિશ છે.

رَبَّنَا تَقَبَّلْ مِنَّا اِنَّكَ اَنْتَ السَّمِيْعُ الْعَلِيْمُ

હે અમારા પરવરદિગાર ! અમારા અમલોને કબૂલ ફરમાવ ! બેશક તું સાંભળનાર અને જાણનાર છે.

૦૩, જમાદિલ્ આખર, ૧૪૩૫ — નાચીઝ,
૦૪, એપ્રીલ, ૨૦૧૪ / જુમ્અહ — **અબ્દુલકાદિર ફાતીવાલા**
ગુફિરલહૂ

## આધાર ગ્રંથો

(૧) 'વઝાઈફે અશરફિયહ'
લેખક : હઝરત મુફતી અહમદ અશરફ રાંદેરી રહિમહુલ્લાહ
(૨) 'અસ્માઉલ્ હુસ્ના'
લેખક : હઝરત મૌલાના ઈસ્માઈલ મનુબરી દામત્ બરકાતુહુમ
(૩) 'તોહફ–એ–દુન્યા વ આખિરત' ભાગ–૧
પ્રકાશક : દારુલ્ ઉલૂમ, કંથારીઆ

# અનુક્રમણિકા

**ઊંઘ અને સુસ્તી**



**બેહોશી**



**આંખ**



**કાન**

મળમાર્ગ (ગુદા)



ચામડી અને લોહી



છાતી



પેટ



સ્તન



બાળકોની બીમારીઓ

## તાવ



## પ્લેગ, મરકી, રોગચાળો



## બીમારીથી શિફા

**લાઈલાજ (અસાધ્ય) બીમારીનો ઈલાજ**



**બીમારીથી હિફાઝત માટે**



**સાપ, વીંછીના ડંખનું ઝેર**

## કમજોરી, નબળાઈ



## ગર્ભાશય

## માનસિક બીમારી



## ૨ દિલ (કલ્બ) સાથે સંકળાયેલી બાબતો

### દિલની સફાઈ



### દિલમાંથી બુરી સિફતો (ખરાબ વૃત્તિઓ) દૂર કરવા માટે

**દિલમાં નેક સિફતો (નેક વૃત્તિઓ) પેદા કરવા માટે**

## રૂહાની તરક્કી



## મોત



## કબર



## આખિરત

## ૪ જાદૂ, જિન્નાત, બુરી નઝર, શયતાન

### જાદૂ



### જિન્નાત



### બુરી નઝર



### શયતાન



## ૫ આફત, બલા, મુસીબત, મુશ્કેલી, દુશ્મન, ઝાલિમ, બુરી વ્યક્તિઓ

## આફત, બલા, મુસીબત, મુશ્કેલીથી હિફાઝત માટે

**આફત, બલા, મુસીબત, મુશ્કેલી દૂર થવા માટે**



**દુશ્મન**

## ઝાલિમ અને બુરી વ્યક્તિઓ

**માલ–મિલ્કત અને જાનની હિફાઝત**



**ખેતી અને પશુની હિફાઝત માટે**



**પોતાની ઝાત અને પરિવારની હિફાઝત**

## ૬ ઘર અને સમાજ

### પતિ-પત્ની

**સંતાન (બાળકો)**



**પડોશી, દોસ્ત અને સગાં-સ્નેહીઓ**



**વ્યસન અને બુરી આદતો છોડવા માટે**

## ઈઝ્ઝત–આબરૂ, માન–મર્તબહ મેળવવા માટે

## તવંગર અને બેનિયાઝ થવા માટે



## મકસદ, કામ અને દુઆની કબૂલિયત માટે

## વસ્તુ કે વ્યક્તિ ગુમ થાય કે ચોરી થાય

## પ્રવાસ, મુસાફરી



## ૭ રોઝી, વેપાર, ધંધો, નોકરી, કોર્ટ અને મુકદ્દમા

### રોઝી

**ગરીબી, નાદારી, મુફલિસી અને મોહતાજી દૂર થવા માટે**



**વેપાર, ધંધો, કારોબાર**

## નોકરી, હોદ્દો, પદ

## કોર્ટ અને મુકદમા

## અસ્માઉલ્ હુસ્નાની ફઝીલત અને અહમ્મિય્યત

**અસ્માએ હુસ્નાનું વર્ણન કુર્આન શરીફમાં :**

કુર્આને મજીદમાં અસ્માએ હુસ્ના (અલ્લાહ તઆલાના સુંદર નામો) વિષે અછડતો (ટૂંકો) અને હદીષ શરીફમાં વિસ્તૃત ઉલ્લેખ જોવા–જાણવા મળે છે.

અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

وَلِلّٰهِ الْاَسْمَآءُ الْحُسْنٰى فَادْعُوْهُ بِهَا (سورۂ اعراف: ۱۸۰)

**ભાવાર્થ :**

અને સઘળાં સારા નામો અલ્લાહ તઆલાના જ છે, જેથી તમે તે નામો દ્વારા તેને જ પુકારતા રહો. [સૂરએ 'અઅ્રાફ' : ૧૮૦]

અન્ય ઠેકાણે છે :

قُلِ ادْعُوا اللّٰهَ اَوِادْعُوا الرَّحْمٰنَ ؕ اَيًّا مَّا تَدْعُوْا فَلَهُ الْاَسْمَآءُ الْحُسْنٰى ج (سورۂ بنی اسرائیل: ۱۱۰)

**ભાવાર્થ :**

હે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! આપ કહી દો કે, તમે અલ્લાહ કહીને પુકારો યા રહમાન કહીને પુકારો, તમે તેને જે નામથી પણ પુકારશો, તેના માટે બધાં જ નામો ઉત્તમ છે.

['સૂરએ 'બની ઈસ્રાઈલ' : ૧૧૦]

એક અન્ય સ્થળે અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

اَللّٰهُ لَآ اِلٰهَ اِلَّا هُوَ ؕ لَهُ الْاَسْمَآءُ الْحُسْنٰى (سورۂ طٰہٰ: ۸)

<u>**ભાવાર્થ**</u> :

તે અલ્લાહ (સાચો મા'બૂદ) છે, તેના સિવાય (બીજો) કોઈ જ મા'બૂદ (ઈબાદતના લાયક) નથી. તેનાં (બધાં જ) નામો શ્રેષ્ઠ છે.
[સૂરએ 'તા–હા' : ૮]

એક જગ્યાએ આ પ્રમાણે છે :

**هُوَاللّٰهُ الْخَالِقُ الْبَارِئُ الْمُصَوِّرُ لَهُ الْاَسْمَآءُ الْحُسْنٰى ط**

(سورۂ حشر: ۲۴)

<u>**ભાવાર્થ**</u> :

તે અલ્લાહ જ (ખરો મા'બૂદ) છે, જે સર્જનહાર, યોગ્ય રચયતા (અને) શિકલ–સ્વરૂપ આપનાર છે. તેના માટે જ સૌ સારાં સારાં નામો છે. [સૂરએ 'હશ્ર' : ૨૪]

**અસ્માએ હુસ્નાનું વર્ણન હદીષ શરીફમાં:**

હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈર્શાદ છે :

**اِنَّ لِلّٰهِ تِسْعَةً وَّتِسْعِيْنَ اِسْماً مِّئَةٍ غَيْرِ وَاحِدٍ،**
**مَنْ حَفِظَهَا دَخَلَ الْجَنَّةَ**

<u>**ભાવાર્થ**</u> :

અલ્લાહ તઆલાના નવ્વાણું નામો છે, સો (૧૦૦)માં એક કમ, જે માણસ એને યાદ કરી લેશે તો તે જન્નતમાં દાખલ થશે.
['મુસ્નદે હુમૈદી' : ૧૧૩૦]

એક અન્ય હદીષ શરીફમાં થોડાંક શાબ્દિક ફેરફાર સાથે આ

પ્રમાણે છે :

قَالَ : لِلّٰهِ تِسۡعَةٌ وَّتِسۡعِيۡنَ اِسۡماً مِئَةٌ اِلَّا وَاحِدٌ،
مَنۡ اَحۡصَاهَا دَخَلَ الۡجَنَّةَ

**ભાવાર્થ :**

અલ્લાહ તઆલાના નવ્વાણું નામો છે, સો (૧૦૦)માં એક કમ, જે માણસ આ નામોને યાદ કરશે તો તે જન્નતમાં દાખલ થશે.

['મુસન્નફે અબ્દુર્રઝ્ઝાક' : હદીષ ક્રમાંક : ૧૯૬૫૬]

સહીહ અહાદીષ–સિહાહે સિત્તહ (હદીષ શરીફના છ પ્રમાણભુત ગ્રંથો)માં પણ થોડાક શાબ્દિક ફેરફાર સાથે અલ્લાહ તઆલાના અસ્માએ હુસ્નાનો ઉલ્લેખ થયો છે :

اِنَّ لِلّٰهِ تِسۡعَةٌ وَّتِسۡعِيۡنَ اِسۡماً

**ભાવાર્થ :**

અલ્લાહ તઆલાના નવ્વાણું નામો છે, સો (૧૦૦)માં એક કમ, જે માણસ તેને આવરી લેશે (યાદ કરી લેશે અને બરાબર પઢતો રહેશે) તો તે જન્નતમાં દાખલ થશે.

['બુખારી શરીફ' : ૬૪૧૦, 'મુસ્લિમ શરીફ' : ૬૬૮૩,
'તિરમિઝી શરીફ' : ૩૫૦૬, 'ઈબ્ને માજહ શરીફ' : ૩૮૬૦,
'નસાઈ શરીફ' : પૃષ્ઠ : ૨૦૫, 'મિશ્કાત શરીફ' : ૧ / ૧૯૯]

## અસ્માએ હુસ્ના દ્વારા દુઆ માંગવાની તરગીબ

ઈબ્ને મર્દવય્હ રહમતુલ્લાહિ અલયહિના હવાલાથી હઝરત અબૂ હુરય્રહ રદિયલ્લાહુ તઆલા અન્હુથી રિવાયત થયેલી એક હદીષ શરીફમાં અસ્માએ હુસ્ના દ્વારા દુઆ માંગવાની આ પ્રમાણે

પ્રેરણા આપવામાં આવી છે :

اِنَّ لِلّٰهِ مِئَةَ اِسْمٍ غَيْرِ وَاحِدٍ،
مَنْ دَعَا بِهَا اِسْتَجَابَ اللّٰهُ لَهٗ

<u>ભાવાર્થ</u> :

અલ્લાહ તઆલા માટે સો (૧૦૦)માં એક કમ (નવ્વાણું) નામો છે. જે માણસ આ નામો દ્વારા દુઆ કરશે, તો અલ્લાહ તઆલા તેને કબૂલ ફરમાવશે. ['કન્ઝુલ્ ઉમ્માલ' : ૧૯૩૨]

ઈબ્ને હજર અસ્કલાની રહમતુલ્લાહિ અલયહિએ પોતાની કિતાબ **'તખરીજુલ્ હદીષિલ્ અસ્માઈલ્ હુસ્ના'** માં નકલ કરેલી એક હદીષ શરીફથી પણ અસ્માએ હુસ્ના દ્વારા દુઆ માંગવાની ફઝીલત સ્પષ્ટ થાય છે :

મુહમ્મદ બિન જઅફર રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે :

''મેં પોતાના વાલિદ જઅફર બિન મુહમ્મદ રહમતુલ્લાહિ અલયહિને તે અસ્માએ હુસ્ના વિષે પૂછયું, જેના વિષે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું છે કે :

અલ્લાહ તઆલાના નવ્વાણું નામો છે, જે માણસ તેને યાદ કરી લેશે, તો તે જન્નતમાં દાખલ થશે અને આ નામો (પૈકી અધિકાંશ નામો) કુર્આન મજીદમાં મોજૂદ છે અને જયારે આ નામો પઢવામાં આવશે (તો મહાન બરકતનું નિમિત્ત બનશે.), કારણ કે એમાં અલ્લાહ તઆલાના તે નામો છે કે જયારે તે નામો દ્વારા દુઆ કરવામાં આવે છે, તો અલ્લાહ તઆલા તેને કબૂલ ફરમાવે છે અને જયારે તે નામો દ્વારા સવાલ કરવામાં (માંગવામાં) આવે છે, તો અલ્લાહ તઆલા અતા ફરમાવે છે.''

['તખ્રીજુ હદીષિલ્ અસ્માઈલ્ હુસ્ના' : ૫૬]

અલ્લાહ તઆલાના નામો દ્વારા દુઆ માંગવા વિષે 'હિસ્ને હસીન'માં છે :

وَاَسْمَاءُ اللّٰهِ تَعَالَى الْحُسْنٰى الَّتِىْ اُمِرْنَا بِالدُّعَاءِ تِسْعَةٌ وَّ تِسْعِيْنَ اِسْماً، مَنْ اَحْصَاهَا دَخَلَ الْجَنَّةَ

<u>ભાવાર્થ</u> :

અલ્લાહ તઆલાના સુંદર નામો, જેના માધ્યમથી આપણને દુઆ કરવાનો હુકમ આપવામાં આવ્યો છે, તે નવ્વાણું છે, જે માણસ તેને યાદ કરી લેશે, તે જન્નતમાં દાખલ થશે. ['હિસ્ને હસીન' : ૧૮૭]

હઝરત અબૂ હુરયરહ રદિયલ્લાહુ તઆલા અન્હુથી રિવાયત છે કે :

અલ્લાહ તઆલાના નવ્વાણું નામો છે, જે આ નામો દ્વારા દુઆ કરશે, તેની દુઆ કબૂલ થશે. ['ફયઝુલ્ કદીર' : ૨ / ૪૮૩]

હઝરત અલી રદિયલ્લાહુ તઆલા અન્હુથી રિવાયત છે કે :

અલ્લાહ તઆલાના નવ્વાણું નામો છે – તે તાક છે – એકી સંખ્યામાં છે અને અલ્લાહ તઆલા તાક – એકી સંખ્યાને પસંદ કરે છે. જે આ નામો દ્વારા દુઆ કરશે, તો તેના માટે જન્નત વાજિબ થશે.

['ફયઝુલ્ કદીર' : ૨ / ૪૮૩]

આ નામો પઢવાના તરીકાનું વિવરણ કરતાં ફરમાવે છે કે :

આ નવ્વાણું નામોને પઢયા પછી દુઆ કરે અથવા આ નામોના વસીલહથી દુઆ કરે. ['ફઝાઈલે દુઆઅ્' : ૧૦૭]

**અસ્માએ હુસ્નાની સંખ્યા:**

- અસ્માએ હુસ્નાની સંખ્યા માત્ર નવ્વાણું જ નથી, બલ્કે એથી ય વધુ છે. અલબત્ત, આ નવ્વાણું નામો મશહૂર છે. જેમ કે ઉપર ટાંકેલી હદીષ શરીફથી આ વાતનું સમર્થન થાય છે, જેમાં નવ્વાણુંની સંખ્યાનો સ્પષ્ટ ઉલ્લેખ છે.
- આ નવ્વાણું નામો ઉપરાંત પણ કુર્આન શરીફ અને અહાદીસ શરીફમાં અલ્લાહ તઆલાના ઘણાં નામો આવેલાં છે. જેમ કે : **'ગાફિર'**નું વર્ણન આ નવ્વાણું નામોમાં નથી, પરંતુ કુર્આન શરીફમાં આ નામ આવેલું છે.
- કેટલીક કિતાબોમાં **'વાહિદુ અહદુ'** ને એક નામ તરીકે ગણી લેવામાં આવ્યું છે અને કેટલીક કિતાબોમાં બન્નેને જુદા નામો તરીકે લખ્યા છે.
- કેટલીક કિતાબોમાં **'મુન્ઈમુ'** વધારે હોય છે અને કેટલીકમાં હોતા નથી.
- એટલે નામોની ચોક્કસ કોઈ સંખ્યા નક્કી કરવું શકય નથી પરંતુ જે નામો પણ કુર્આન શરીફ અને હદીસ શરીફમાં આવેલા છે તે બધાંનો સમાવેશ આ આયતે કરીમહમાં જ થયેલો ગણાશે.

وَلِلّٰهِ الْاَسْمَآءُ الْحُسْنٰى فَادْعُوْهُ بِهَا

અને સઘળાં સારા નામો અલ્લાહ તઆલાના જ છે, જેથી તમે તે નામો દ્વારા તેને જ પુકારતા રહો. [સૂરએ 'અઅ્રાફ' : ૧૮૦]

**અલ્લાહ તઆલાના નામો મોઢે યાદ કરવા બદલ જન્નત**

હઝરત અબૂ હુરયરહ રદિયલ્લાહુ તઆલા અન્હુથી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

"અલ્લાહ તઆલાના ૯૯ (નવ્વાણું) નામો છે. જે માણસ આ

નામોને કંઠસ્થ (મોઢે) કરી લેશે, તો તે જન્નતમાં જશે.''

['બુખારી શરીફ' : ૧૪૧૦]

આ હદીષ શરીફનો શું મકસદ અને ભાવાર્થ હશે ? કારણ કે, જન્નતનો આધાર તો નેક આ'માલ પર છે. જો માત્ર આ નામોને યાદ કરી લેવાથી જ જન્નત મળી જતી હોય તો કુર્આન શરીફના ઊતરાણ અને નબવી આગમનનો હેતુ જ માર્યો જાય છે, એટલે જ ઉલમાએ કિરામનું કહેવું છે કે :

હદીષ શરીફથી મુરાદ જાહેરી શબ્દો નથી, બલ્કે હદીસ શરીફનો ભાવાર્થ આથી જુદો જ છે. એ ભાવાર્થ અને મકસદ કયા છે તે વિષે ઉલમાએ કિરામના વિવિધ મંતવ્યો છે :

(૧) આ નામોને યાદ કરી એના પર અમલ કરવો. દરેક નામથી જે હુકમ જાહેર થતો હોય એના પર અમલ કરવો. જેમ કે : 'રહમાન' અને 'રહીમ' પર અમલ કરવાનો મતલબ આ છે કે, પોતાની જાતમાં રહમતનો ગુણ અને તત્વ ઉત્પન્ન કરવામાં આવે.

(૨) અમુક ઉલમાએ કિરામનું મંતવ્ય છે કે, પ્રત્યેક નામ કુર્આન શરીફમાં શોધવામાં આવે અને જે આયત સાથે એ નામ આવેલું હોય અને એ આયતથી જે મતલબ અને ભાવાર્થ જાહેર થતો હોય એના પર બંદો અમલ કરે, પરંતુ આ કામ ઉલમાએ કિરામનું છે. જયારે કે હદીષ શરીફ આમ (સર્વ–સામાન્ય) છે. આ સૂરતમાં હદીષ શરીફ પોતાના ઉમૂમ–સામાન્યતા પર બાકી રહેતી નથી.

(૩) યાદ કરવાનો ભાવાર્થ આ છે કે, એ નામોનાં અર્થ–ભાવાર્થ પર ચિંતન–મનન કરવામાં આવે.

(૪) પોતાના દિલ પર એ નામોની અસર કબૂલ કરવામાં આવે.

(૫) સઘળાં નામો બે પ્રકારના છે. એકનો સંબંધ અમલથી છે અને બીજાનો સંબંધ એ'તિકાદથી. જેનો સંબંધ અમલથી છે (જેમ કે

રહમાન–હલીમ) તો બંદાનો ફર્ઝ છે કે, પોતાની જાતમાં રહમત અને હિલ્મ–સહનશીલતાનો ગુણ પેદા કરે અને જેનો સંબંધ એ'તિકાદથી છે (જેમ કે ખાલિક, રઝ્ઝાક વગેરે) તો બંદાએ એ નામો પ્રમાણે પોતાની માન્યતાઓ ઠીક કરવી જોઈએ. અલ્લાહ તઆલા સિવાય અન્ય કોઈને ખાલિક (સર્જનહાર) અને રઝ્ઝાક (રોઝી આપનાર) માનવો જોઈએ નહિ.

ઉપરોકત કુર્આની આયતો અને નબવી હદીસોની રોશનીમાં અસ્માએ હુસ્નાની ફઝીલત અને અહમિય્યત સારી રીતે સ્પષ્ટ થઈ જાય છે. આ માત્ર નામો નથી, બલ્કે અલ્લાહ તઆલાની સિફતો છે. અલ્લાહ તઆલાની ઉચ્ચ અને પવિત્ર ઝાત એવી મહાન ખૂબીઓ, કુદરતો, કમાલો અને સદ્ગુણોની માલિક છે, જેને આ મુબારક નામોએ પોતાના પાલવમાં સમાવી અને આવરી લીધાં છે. દાખલા તરીકે : તે ખાલિક છે, માલિક છે, રહીમ છે, રહમાન છે, ગફ્ફાર છે, રઝ્ઝાક છે વગેરે...

જયારે એક માત્ર અલ્લાહ તઆલાની ઝાત જ આવી મહાન સિફતોની હામિલ (ધરાવનાર) છે, તો એનો તકાદો આ છે કે માત્ર :

- અલ્લાહ તઆલાથી જ હકીકી મુહબ્બત કરવામાં આવે,
- તેની જ મહાનતાના ગીત ગાવામાં આવે,
- તેના જ ગુણગાન કરવામાં આવે,
- તેનો જ મહિમા કરવામાં આવે,
- દરેક હાલતમાં તેનું જ નામ લેવામાં આવે,
- સદાસર્વદા તેનો જ ઝિક્ર કરવામાં આવે,
- દરેક મુશ્કેલી અને આફત વખતે તેને જ પુકારવામાં આવે,
- તેનાં નામોની જ દુહાઈ દેવામાં આવે,
- તેના નામોના સહારે જ જીવન ગુઝારવામાં આવે,
- જીવનભર તેના જ નામોનો દમ ભરવામાં આવે,

● તેની જ અઝમત અને રફ્અતની દા'વત આપવામાં આવે,
● તેનાં જ સુંદર નામોનું રટણ કરવામાં આવે,
● તેના જ નામોનો જાપ જપવામાં આવે,
● તેના જ નામો સાથે દુઆ કરવામાં આવે,
● તેનાં જ નામો દ્વારા શિફા અને શકિત તલબ કરવામાં આવે,
● તેના જ નામોનો વસીલો પકડવામાં આવે.

કુર્આન શરીફ અને હદીસ શરીફમાં આપણને આ જ તા'લીમ, તરગીબ અને શિખામણ આપવામાં આવી છે, આ જ તા'કીદ કરવામાં આવી છે.

**ઈસ્મે આ'ઝમ :**

અહાદીસ શરીફમાં વિવિધ અસ્માઉલ્ હુસ્નાનો 'ઈસ્મે આ'ઝમ' તરીકે ઉલ્લેખ થયેલો છે. પરંતુ એ પૈકી ચોક્કસ કયુ ઈસ્મ (નામ) ઈસ્મે આ'ઝમ છે તે વિષે ઉલમાએ કિરામમાં નીચે પ્રમાણે ભારે મતમતાંતર છે.

[૧]

કેટલાક ઉલમાએ કિરામના નજીક આ ઈસ્મે આ'ઝમ છે. એના વડે દુઆ કરવામાં આવે તો કબૂલ થાય છે.

**لَآ اِلٰہَ اِلَّا اللّٰہُ લા ઈલા–હ ઈલ્લલ્લાહુ**

**અર્થ** : તેના સિવાય કોઈ સાચો મા'બૂદ નથી.

કાઝી સનાઉલ્લાહ પાનીપતિ રહમતુલ્લાહિ અલયહિ 'તફસીરે મઝહરી'માં લખે છે કે :

"મારા નજીક ઈસ્મે આ'ઝમ 'લા ઈલા–હ ઈલ્લલ્લાહ' છે કારણ કે હદીસે અબૂ ઉમામહ રદિયલ્લાહુ અન્હુ અને હદીસે

અસ્મા બિન્તે યઝીદ રદિયલ્લાહુ અન્હા બન્નેમાં મવજૂદ છે.''

[૨]

કેટલાક ઉલમાએ કિરામના નજીક આ ઈસ્મે આ'ઝમ છે. એના વડે દુઆ કરવામાં આવે તો કબૂલ થાય છે.

**يَآاَرْحَمَ الرَّاحِمِيْنَ યા અર્હમર્રાહિમીન**

<u>**અર્થ**</u> : હે સર્વે મહેરબાનોથી વધુ મહેરબાન.

હઝરત અબૂ ઉમામહ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

''અલ્લાહ તઆલાનો એક એવો ફરિશ્તો મુકર્રર છે જે **'યા અર્હમર્રાહિમીન'** ત્રણ વાર કહેનાર શખ્સના જવાબમાં કહે છે કે બેશક, તે 'અર્હમર્રાહિમીન' તારી તરફ મુતવજ્જેહ (ધ્યાનિત) છે તું માંગ.'' ['મુસ્તદરક']

[૩]

કેટલાક ઉલમાએ કિરામના નજીક આ ઈસ્મે આ'ઝમ છે. એના વડે દુઆ કરવામાં આવે તો કબૂલ થાય છે.

**يَا بَدِيْعَ السَّمٰوٰتِ وَالْاَرْضِ يَا ذَاالْجَلَالِ وَالْاِكْرَامِ**

**યા બદીઅસ્સમાવાતિ વલ્ અર્દિ**
**યા ઝલ્ જલાલિ વલ્ ઈકરામ.**

**અર્થ** : હે આસમાનો અને ઝમીન બનાવાવાળા, હે બડાઈ અને બુઝુર્ગીવાળા.

હદીસ શરીફની કિતાબ 'તરગીબ તરહીબ'માં રિવાયત

કરવામાં આવી છે કે :

એક બુઝુર્ગે રબ્બુલ્ આલમીનની બારગાહમાં અર્ઝ કરી કે :

"યા અલ્લાહ ! મને તે ઈસ્મે આ'ઝમ જરૂર બતાવી આપ, જેની બરકતથી દુઆ કબૂલ થઈ જાય."

બુઝુર્ગે સ્વપ્નામાં જોયું કે આસમાન પર તારાઓમાં આ લખવામાં આવ્યું છે :

يَا بَدِيْعَ السَّمٰوٰتِ وَالْاَرْضِ يَا ذَاالْجَلَالِ وَالْاِكْرَامِ

**યા બદીઅસ્સમાવાતિ વલ્ અર્દિ**
**યા ઝલ્ જલાલિ વલ્ ઈકરામ.**

જાણે અલ્લાહ તઆલાના તરફથી તે બુઝુર્ગને આ ઈસ્મ આ'ઝમ બતલાવવામાં આવ્યું છે.

[૪]

- હઝરત ઈમામ માલિક,
- હઝરત ઈમામ અબુલ હસન અશ્અરી,
- હઝરત ઈમામ અબૂ જા'ફર તબરી,
- હઝરત ઈમામ ઈબ્ને હબ્બાન અને
- હઝરત ઈમામ બાકિલ્લાહની (રહમતુલ્લાહિ અલયહિ) વગેરેનું

એવું મંતવ્ય છે કે અલ્લાહ તઆલાનું દરેક નામ 'ઈસ્મે આ'ઝમ' છે.

[૫]

- અલ્લાહ તઆલાએ શબે કદ્રની માફક કેટલીક હિકમતોસર ઈસ્મે આ'ઝમની બાબતને પણ ગુપ્ત રાખી છે.
- હકીકતમાં અલ્લાહનું દરેક નામ ઈસ્મે આ'ઝમ છે.

- બસ, ત્યાં કબૂલિયતની વાર છે જે નામ વડે તે દુઆને શર્ફે કબૂલિયત અતા ફરમાવે તે ઈસ્મે આ'ઝમ છે.
- બંદાએ તો હર ઘડી અલ્લાહ તઆલાથી દુઆ કરતા રહેવું જોઈએ.

**તમામ અસ્માએ હુસ્નાને સાથે મેળવીને પઢવાની રીત :**

સૂચિ : ૪ પ્રમાણે જે કોઈ તમામ અસ્માએ હુસ્નાની સળંગ તિલાવત કરવા ચાહે તેણે આ પ્રમાણે શરૂઆત કરીને અંત સુધી પઢતા જવું :

هُوَاللّٰهُ الَّذِىْ لَآاِلٰهَ اِلَّاهُوَ الرَّحْمٰنُ الرَّحِيْمُ
الْمَلِكُ الْقُدُّوْسُ

- દરેક નામના છેલ્લા અક્ષર પર 'પેશ' પઢવો અને બીજા નામ સાથે મિલાવી દેવું.
- જયાં શ્વાસ તૂટી જાય ત્યાં મિલાવવું નહિ અને એ પછીના નવા નામને 'અલ્'થી શરૂ કરવું.
- જો કોઈ ખાસ નામનો વઝીફો પઢવો હોય તો એની શરૂમાં 'યા' શબ્દનો વધારો કરવો. જેમ કે : યા રહમાનુ, યા રહીમુ.

## દુઆનું મહત્ત્વ અને દુઆની જરૂરત

કુર્આન શરીફ અને હદીસ શરીફમાં દુઆની ઘણી તરગીબ અને પ્રેરણા આપવામાં આવી છે :

اُدْعُوْنِىْ اَسْتَجِبْ لَكُمْ (سورۂ مؤمنون)

[તમે મારાથી દુઆ માંગો, હું તમારી દુઆને કબૂલ કરીશ.]

**اُجِيْبُ دَعْوَةَ الدَّاعِ اِذَا دَعَانِ** (سورۂ بقرہ)

[હું દુઆ કરવાવાળાઓની દુઆને કબૂલ કરું છું.]

**اُدْعُوْا رَبَّكُمْ تَضَرُّعاً وَّ خُفْيَةً** (سورۂ اعراف)

[તમે તમારા પરવરદિગાર સમક્ષ આજિઝીપૂર્વક તેમજ ચૂપકીદીથી દુઆ માંગ્યા કરો. [સૂરએ 'અઅ્રાફ']

હદીસ શરીફમાં છે :

**مَنْ فُتِحَ لَهٗ مِنْكُمْ بَابُ الدُّعَآءِ فُتِحَتْ لَهٗ اَبْوَابُ الرَّحْمَةِ**

જેના માટે દુઆના દ્વાર ઉઘડી ગયા, એના માટે રહમતનાં દ્વાર ખૂલી ગયા. ('મિશ્કાત શરીફ')

દુઆ ન કરવી માત્ર મહરૂમીનું કારણ નથી, બલ્કે અલ્લાહ તઆલાની નારાઝગીનું પણ કારણ છે :

**مَنْ لَمْ يَسْأَلِ اللّٰهَ يَغْضَبْ عَلَيْهِ**

જે અલ્લાહથી સવાલ કરતો નથી (માંગતો નથી), અલ્લાહ તઆલા એનાથી નારાઝ થાય છે. ('તિરમિઝી શરીફ')

**اَلدُّعَآءُ مُخُّ الْعِبَادَةِ**

દુઆ ઈબાદતનું મૂળ તત્વ (મગઝ) છે. ('મિશ્કાત શરીફ')

**لَيْسَ شَيْءٌ اَكْرَمَ عَلَى اللّٰهِ تَعَالٰى مِنَ الدُّعَآءِ**

અલ્લાહ તઆલાને ત્યાં દુઆથી વધુ કોઈ ચીઝ અહમ (મહત્વની) નથી. ('મિશ્કાત શરીફ')

## 'બિસ્મિલ્લાહ'ની ફઝીલત

- હઝરત ઈબ્ને અબ્બાસ રદિયલ્લાહુ તઆલા અન્હુ 'બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ' વિષે ફરમાવે છે કે :

  "લોકો કિતાબુલ્લાહની એક આયતથી ગાફિલ છે કે જે એવી છે કે જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને હઝરત સુલય્માન અલયહિસ્સલામ સિવાય બીજા કોઈ ઉપર ઉતરી નથી."

- 'અબૂ દાઊદ શરીફ', 'નસાઈ શરીફ' અને 'ઈબ્ને માજહ શરીફ'માં હઝરત અબૂ હુરય્રહ રદિયલ્લાહુ તઆલા અન્હુથી રિવાયત છે કે :

  જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું છે કે :

  "જે સારા કાર્યની શરૂઆતમાં 'બિસ્મિલ્લાહ' ન કહેવામાં આવે તો તેમાં બરકત બાકી રહેતી નથી."

- જે દુઆની શરૂઆતમાં 'બિસ્મિલ્લાહ' હોય છે તે દુઆ રદ થતી નથી.

## દુરૂદ શરીફની ફઝીલત

હઝરત અલ્લામહ સખાવી રહમતુલ્લાહિ અલયહિએ 'કવ્લે બદીઅ'માં અને હઝરત અલ્લામહ શામી રહમતુલ્લાહિ અલયહિએ પોતાની કિતાબમાં દુરૂદ શરીફ પઢવાના જે ખાસ મોકાઓ લખ્યા છે તે પૈકી નીચેના મોકાઓ પણ લખ્યા છે.

- 'બિસ્મિલ્લાહ' પછી
- દુઆની શરૂઆતમાં
- દુઆની વચમાં અને
- દુઆના અંતમાં

['ફઝાઈલે દુરૂદ શરીફ'માંથી સારાંશ]

## અદદ શું છે ?

- અરબી ભાષામાં દરેક મૂળાક્ષરનો અમુક ચોક્કસ ‘મૂલ્યાંક’ નક્કી કરવામાં આવેલો છે. દાખલા તરીકે અલિફ = ૧, બે = ૨, જીમ = ૩, દાલ = ૪...વગેરે.
- આનો ઉપયોગ તિથિ લેખ પદ્ધતિ (કોનોગ્રામ સિસ્ટમ)માં અને નકશ (તા’વીઝ) લખવામાં અને અમલિયાતમાં પાયા તરીકે થાય છે.
- આ પદ્ધતિને મૂળાક્ષરોના પ્રાચીન ક્રમના, ઉપર દર્શાવેલા પ્રથમ ચાર મૂળાક્ષરો પરથી, ‘અબજદ’ કહેવામાં આવે છે.

આ મૂલ્યાંકનો ઉપયોગ કોઈ પણ વ્યકિત કે પ્રસંગને લગતી સાલ અંકમાં નહી પણ તે પ્રસંગને અનુરૂપ અર્થમાં રચાયેલા શબ્દ કે શબ્દ સમૂહ અથવા કાવ્ય પંકિત અથવા કુર્આન શરીફની આયત કે કલિમાત અથવા અસ્માઉલ્ હુસ્ના વડે દર્શાવવા માટે કરવામાં આવે છે.

- **‘બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ’** ના તમામ મૂળાક્ષરોના મૂલ્યાંકનો સરવાળો ‘૭૮૬’ (સાતસો છયાંસી) થાય છે.
- એટલે કિતાબ, પત્ર, આમંત્રણપત્રિકા વગેરેની શરૂઆતમાં, મથાળે, વચમાં **‘બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ’** લખવાના બદલે માત્ર એના અદદ ૭૮૬ /٧٨٦ લખવાનો રિવાજ પ્રચલિત છે.
- **‘યા હફીઝુ’**ના તમામ મૂળાક્ષરોના મૂલ્યાંકનો સરવાળો ૯૯૮ છે.
- એટલે હિફાઝતનું તા’વીઝ ૯૯૮ અદદનું બનાવવામાં આવે છે.
- અરબી ભાષાના તમામ મૂળાક્ષરોના મૂલ્યાંકનું સંપૂર્ણ કોષ્ટક (અબજદ) અહીં અલગ સૂચિ–૧ માં આપ્યું છે.
- ‘અસ્માઉલ્ હુસ્ના’ની સૂચિ–૨ માં તમામ અસ્મા (નામો)ના અદદ પણ વાચકોની સહૂલત માટે આપ્યા છે.

## સૂચિ – ૧ : અરબી મૂળાક્ષરો અને તેના મૂલ્યાંકો (અબ્જદ)

| | | | | |
|---|---|---|---|---|
| અબ્જદ ➡<br>ا بجد ➡<br>મૂલ્યાંક ➡ | દ<br>د<br>૪ | જ<br>ج<br>૩ | બ<br>ب<br>૨ | અ<br>ا<br>૧ |
| હવ્વઝ ➡<br>هوز ➡<br>મૂલ્યાંક ➡ | ઝ<br>ز<br>૭ | વ<br>و<br>૬ | હ<br>ہ<br>૫ | – |
| હુતી ➡<br>حطی ➡<br>મૂલ્યાંક ➡ | ય<br>ی<br>૧૦ | ત<br>ط<br>૯ | હ<br>ح<br>૮ | – |
| કલિમન ➡<br>کلمن ➡<br>મૂલ્યાંક ➡ | ન<br>ن<br>૫૦ | મ<br>م<br>૪૦ | લ<br>ل<br>૩૦ | ક<br>ک<br>૨૦ |
| સઅફસ ➡<br>سعفث ➡<br>મૂલ્યાંક ➡ | સ<br>ث<br>૯૦ | ફ<br>ف<br>૮૦ | અ<br>ع<br>૭૦ | સ<br>س<br>૬૦ |
| કરશત ➡<br>قرشت ➡<br>મૂલ્યાંક ➡ | ત<br>ت<br>૪૦૦ | શ<br>ش<br>૩૦૦ | ર<br>ر<br>૨૦૦ | ક<br>ق<br>૧૦૦ |
| સખઝ ➡<br>صخض ➡<br>મૂલ્યાંક ➡ | ઝ<br>ض<br>૭૦૦ | ખ<br>خ<br>૬૦૦ | સ<br>ص<br>૫૦૦ | – |
| ઝઝગ ➡<br>ظذغ ➡<br>મૂલ્યાંક ➡ | ગ<br>غ<br>૧૦૦૦ | ઝ<br>ذ<br>૯૦૦ | ઝ<br>ظ<br>૮૦૦ | – |

# સૂચિ - ૨

## અસ્માઉલ્ હુસ્નાના ઉચ્ચાર, અર્થ અને અદદ

| ક્રમ | ગુજ. ઉચ્ચાર | અરબી | અદદ | ભાવાર્થ |
|---|---|---|---|---|
| ૦૧ | યા અલ્લાહુ | يَا اَللّٰهُ | ૦૦૬૬ | અલ્લાહ તઆલાનું ઈસ્મે ઝાત |
| ૦૨ | યા રહમાનુ | يَا رَحْمٰنُ | ૦૨૯૮ | હે રહમત નાઝિલ કરનાર ! |
| ૦૩ | યા રહીમુ | يَا رَحِيْمُ | ૦૨૫૮ | હે ઘણો મહેરબાન ! |
| ૦૪ | યા મલિકુ | يَا مَلِكُ | ૦૦૯૦ | હે હકીકી બેનિયાઝ બાદશાહ ! |
| ૦૫ | યા કુદ્દૂસુ | يَا قُدُّوْسُ | ૦૧૭૧ | હે સર્વ ઐબોથી પવિત્ર ઝાત ! |
| ૦૬ | યા સલામુ | يَا سَلَامُ | ૦૧૩૧ | હે બે–ઐબ ઝાત ! |
| ૦૭ | યા મુઅ્મિનુ | يَا مُؤْمِنُ | ૦૧૩૬ | હે અમન–શાંતિ આપનાર ! |
| ૦૮ | યા મુહય્મિનુ | يَا مُهَيْمِنُ | ૦૧૪૫ | હે નિગેહબાન–સુરક્ષક ! |
| ૦૯ | યા અઝીઝુ | يَا عَزِيْزُ | ૦૦૯૪ | હે સૌ ઉપર ગાલિબ ! |
| ૧૦ | યા જબ્બારુ | يَا جَبَّارُ | ૦૨૦૬ | હે સૌથી ઝબરદસ્ત ! |
| ૧૧ | યા મુતકબ્બિરુ | يَا مُتَكَبِّرُ | ૦૬૬૨ | હે અતિ મહત્તાવાળા અને મહાન ! |
| ૧૨ | યા ખાલિકુ | يَا خَالِقُ | ૦૭૩૧ | હે સર્જનહાર ! |
| ૧૩ | યા બારિઉ | يَا بَارِئُ | ૦૨૧૩ | હે રૂહોના પેદા કરનાર ! |
| ૧૪ | યા મુસવ્વિરુ | يَا مُصَوِّرُ | ૦૩૩૬ | હે દરેક વસ્તુનીશકલ બનાવનાર ! |
| ૧૫ | યા ગફ્ફારુ | يَا غَفَّارُ | ૧૨૮૧ | હે દરગુઝર કરનાર ! |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૬ | યા કહ્હારુ | يَا قَهَّارُ | ૦૩૦૬ | હે સૌ પર ગાલિબ અને બળવાન ! |
| ૧૭ | યા વહ્હાબુ | يَا وَهَّابُ | ૦૦૧૪ | હે ઘણું અતા કરનાર ! |
| ૧૮ | યા રઝ્ઝાકુ | يَا رَزَّاقُ | ૦૩૦૮ | હે રોઝી આપનાર ! |
| ૧૯ | યા ફત્તાહુ | يَا فَتَّاحُ | ૦૪૮૯ | હે રહમતના દ્વાર ઉઘાડનાર ! |
| ૨૦ | યા અલીમુ | يَا عَلِيْمُ | ૦૧૫૦ | હે વિશાળ ઈલ્મ ધરાવનાર ! |
| ૨૧ | યા કાબિઝુ | يَا قَابِضُ | ૦૯૦૩ | હે રોઝી તંગ કરનાર ! |
| ૨૨ | યા બાસિતુ | يَا بَاسِطُ | ૦૦૭૨ | હે રોઝી વિશાળ કરનાર ! |
| ૨૩ | યા ખાફિઝુ | يَا خَافِضُ | ૧૪૮૧ | હે ગર્વિષ્ઠોને પતિત કરનાર ! |
| ૨૪ | યા રાફિઉ | يَا رَافِعُ | ૦૩૫૧ | હે દરજ્જા બુલંદ કરનાર ! |
| ૨૫ | યા મુઈઝ્ઝુ | يَا مُعِزُّ | ૦૧૧૭ | હે ઈઝ્ઝત આપનાર ! |
| ૨૬ | યા મુઝિલ્લુ | يَا مُذِلُّ | ૦૭૭૦ | હે ઝિલ્લત આપનાર ! |
| ૨૭ | યા સમીઉ | يَا سَمِيْعُ | ૦૧૮૦ | હે સર્વ કાંઈ સાંભળનાર ! |
| ૨૮ | યા બસીરુ | يَا بَصِيْرُ | ૦૩૦૨ | હે સર્વ કાંઈ જોનાર ! |
| ૨૯ | યા હ–કમુ | يَا حَكَمُ | ૦૦૬૮ | હે હુકમ કરનાર ! |
| ૩૦ | યા અદ્–લુ | يَا عَدْلُ | ૦૧૦૪ | હે ઈન્સાફ કરનાર ! |
| ૩૧ | યા લતીફુ | يَا لَطِيْفُ | ૦૧૨૯ | હે અતિ લુત્ફ–કરમ કરનાર ! |
| ૩૨ | યા ખબીરુ | يَا خَبِيْرُ | ૦૮૧૨ | હે દિલની વાતોથી પરિચિત ! |
| ૩૩ | યા હલીમુ | يَا حَلِيْمُ | ૦૦૮૮ | હે અતિ સહનશીલ ! |
| ૩૪ | યા અઝીમુ | يَا عَظِيْمُ | ૧૦૨૦ | હે અતિ મહાન ! |

| | | | | |
|---|---|---|---|---|
| ૩૫ | યા ગફૂરુ | يَا غَفُوْرُ | ૧૨૮૬ | હે ઘણી બખ્શિશ કરનાર ! |
| ૩૬ | યા શકૂરુ | يَا شَكُوْرُ | ૦૫૨૬ | હે અત્યંત કદ્ર કરનાર ! |
| ૩૭ | યા અલિય્યુ | يَا عَلِيُّ | ૦૧૧૦ | હે અતિ બુલંદ ઝાત ! |
| ૩૮ | યા કબીરુ | يَا كَبِيْرُ | ૦૨૩૨ | હે મહત્તમ મોટાઈવાળા ! |
| ૩૯ | યા હફીઝુ | يَا حَفِيْظُ | ૦૯૯૮ | હે રક્ષણહાર ! |
| ૪૦ | યા મુકીતુ | يَا مُقِيْتُ | ૦૫૫૦ | હે તાકાત આપનાર ! |
| ૪૧ | યા હસીબુ | يَا حَسِيْبُ | ૦૦૮૦ | હે કિફાયત કરનાર ! |
| ૪૨ | યા જલીલુ | يَا جَلِيْلُ | ૦૦૭૩ | હે મહાન અને ઉચ્ચ રુત્બહવાળા ! |
| ૪૩ | યા કરીમુ | يَا كَرِيْمُ | ૦૨૭૦ | હે કરમ કરનાર ! |
| ૪૪ | યા રકીબુ | يَا رَقِيْبُ | ૦૩૧૨ | હે નિગેહબાન ! |
| ૪૫ | યા મુજીબુ | يَا مُجِيْبُ | ૦૦૫૫ | હે દુઆઓ કબૂલ કરનાર ! |
| ૪૬ | યા વાસિઉ | يَا وَاسِعُ | ૦૧૩૭ | હે બહોળી રોઝી આપનાર ! |
| ૪૭ | યા હકીમુ | يَا حَكِيْمُ | ૦૦૭૮ | હે મહાન હિકમતવાન ! |
| ૪૮ | યા વદૂદુ | يَا وَدُوْدُ | ૦૦૨૦ | હે ઘણી મુહબ્બત કરનાર ! |
| ૪૯ | યા મજીદુ | يَا مَجِيْدُ | ૦૦૫૭ | હે અતિ બુઝુર્ગ—મહાન ! |
| ૫૦ | યા બાઈસુ | يَا بَاعِثُ | ૦૫૭૩ | હે મડદાંને જીવંત કરનાર ! |
| ૫૧ | યા શહીદુ | يَا شَهِيْدُ | ૦૩૧૯ | હે સર્વત્ર હાઝિર—નાઝિર ! |
| ૫૨ | યા હક્કુ | يَا حَقُّ | ૦૧૦૮ | હે બરહક અને બર કરાર ! |
| ૫૩ | યા વકીલુ | يَا وَكِيْلُ | ૦૦૬૬ | હે કાર્યસાધક ! |

| | | | | |
|---|---|---|---|---|
| ૫૪ | યા કવિય્યુ | يَا قَوِىُّ | ૦૧૧૬ | હે મહા બળવાન ! |
| ૫૫ | યા મતીનુ | يَا مَتِيْنُ | ૦૫૦૦ | હે અતિ મજબૂત ! |
| ૫૬ | યા વલિય્યુ | يَا وَلِىُّ | ૦૦૪૬ | હે મદદગાર અને હિમાયતી ! |
| ૫૭ | યા હમીદુ | يَا حَمِيْدُ | ૦૦૬૨ | હે વખાણને પાત્ર ઝાત ! |
| ૫૮ | યા મુહ્સી | يَا مُحْصِىْ | ૦૧૪૮ | હે દરેક વસ્તુનો ઘેરાવો કરનાર ! |
| ૫૯ | યા મુબ્દિઉ | يَا مُبْدِئُ | ૦૦૫૫ | હે પ્રથમ વાર પેદા કરનાર ! |
| ૬૦ | યા મુઈદુ | يَا مُعِيْدُ | ૦૧૨૪ | હે ફરી વાર સજીવન કરનાર ! |
| ૬૧ | યા મુહ્યી | يَا مُحْيِىْ | ૦૦૬૮ | હે જીવાડનાર ! |
| ૬૨ | યા મુમીતુ | يَا مُمِيْتُ | ૦૪૯૦ | હે મૌત આપનાર ! |
| ૬૩ | યા હય્યુ | يَا حَىُّ | ૦૦૧૮ | હે સદા જીવંત રહેનાર ! |
| ૬૪ | યા કય્યૂમુ | يَا قَيُّوْمُ | ૦૧૫૬ | હે સદા કાયમ રહેનાર ! |
| ૬૫ | યા વાજિદુ | يَا وَاجِدُ | ૦૦૧૪ | હે દરેક ચીઝને પામનાર ! |
| ૬૬ | યા માજિદુ | يَا مَاجِدُ | ૦૦૪૮ | હે બુઝુર્ગ અને મહાન ઝાત ! |
| ૬૭ | યા વાહિદુ | يَا وَاحِدُ | ૦૦૧૯ | હે એકલા અને અનુપમ ! |
| ૬૮ | યા અહદુ | يَا اَحَدُ | ૦૦૧૩ | હે એક અને એકલા ! |
| ૬૯ | યા સમદુ | يَا صَمَدُ | ૦૧૩૪ | હે બેનિયાઝ ! |
| ૭૦ | યા કાદિરુ | يَا قَادِرُ | ૦૩૦૫ | હે કુદરતવાન ! |
| ૭૧ | યા મુક્તદિરુ | يَا مُقْتَدِرُ | ૦૭૪૪ | હે પૂરી કુદરત ધરાવનાર ! |
| ૭૨ | યા મુકદ્દિમુ | يَا مُقَدِّمُ | ૦૧૮૪ | હે નેક બંદાઓને આગળ રાખનાર ! |

| | | | | |
|---|---|---|---|---|
| ૭૩ | યા મુઅખ્ખિરુ | يَا مُؤَخِّرُ | ૦૮૪૬ | હે કાફિરોને પાછળ રાખનાર ! |
| ૭૪ | યા અવ્વલુ | يَا اوّلُ | ૦૦૩૭ | હે સૌથી પ્રથમ ! |
| ૭૫ | યા આખિરુ | يَا اٰخِرُ | ૦૮૦૧ | હે સૌથી અંતિમ ! |
| ૭૬ | યા ઝાહિરુ | يَا ظَاهِرُ | ૧૧૦૬ | હે સૌ ઠેકાણે જાહેર ! |
| ૭૭ | યા બાતિનુ | يَا بَاطِنُ | ૦૦૬૨ | હે દુન્યાની નઝરોથી અદશ્ય ! |
| ૭૮ | યા વાલિયુ | يَا وَالِىُ | ૦૦૪૭ | હે કાર્યસાધક ! |
| ૭૯ | યા મુતઆલી | يَا مُتَعَالِىُ | ૦૫૫૧ | હે સૌથી ઉચ્ચતર ! |
| ૮૦ | યા બર્રુ | يَا بَرُّ | ૦૨૦૨ | હે સદવર્તન કરનાર ! |
| ૮૧ | યા તવ્વાબુ | يَا تَوَّابُ | ૦૪૦૯ | હે તૌબા કબૂલ કરનાર ! |
| ૮૨ | યા મુન્તકિમુ | يَا مُنْتَقِمُ | ૦૬૩૦ | હે કાફિરોથી બદલો લેનાર ! |
| ૮૩ | યા મુન્ઈમુ | يَا مُنْعِمُ | ૦૨૦૦ | હે નેઅમત આપનાર ! |
| ૮૪ | યા અફુવ્વુ | يَا عَفُوُّ | ૦૧૫૬ | હે અત્યંત માફ કરનાર ! |
| ૮૫ | યા રઊફુ | يَا رَءُوْفُ | ૦૨૮૬ | હે અતિ મહેરબાન ! |
| ૮૬ | યા માલિકલ્ મુલ્કિ | يَا مَالِكَ الْمُلْكِ | ૦૨૧૨ | હે સઘળી સલ્તનતોના માલિક ! |
| ૮૭ | યા ઝલ્ જલાલિ વલ્ ઈકરામિ | يَا ذَاالْجَلَالِ وَالْاِكْرَامِ | ૧૦૯૪ | હે મોટાઈ અને ઈન્આમવાળા ! |
| ૮૮ | યા મુક્સિતુ | يَا مُقْسِطُ | ૦૨૦૯ | હે ઈન્સાફ કાયમ કરનાર ! |

| | | | | |
|---|---|---|---|---|
| ૦૮૯ | યા જામિઉ | يَا جَامِعُ | ૦૧૧૪ | હે સૌને એકત્ર કરનાર ! |
| ૦૯૦ | યા ગનિય્યુ | يَا غَنِيُّ | ૧૦૬૦ | હે બેનિયાઝ ! |
| ૦૯૧ | યા મુગ્ની | يَا مُغْنِيُ | ૧૧૦૦ | હે બેનિયાઝ અને ગની કરનાર! |
| ૦૯૨ | યા મુઅ્તી | يَا مُعْطِيُ | ૦૧૨૯ | હે અર્પણ કરનાર ! |
| ૦૯૩ | યા માનિઉ | يَا مَانِعُ | ૦૧૬૧ | હે રોકી દેનાર ! |
| ૦૯૪ | યા દાર્રુ | يَا ضَارُّ | ૧૦૦૧ | હે નુકસાન પહોંચાડનાર ! |
| ૦૯૫ | યા નાફિઉ | يَا نَافِعُ | ૦૨૦૧ | હે લાભ પહોંચાડનાર ! |
| ૦૯૬ | યા નૂરુ | يَا نُوْرُ | ૦૨૫૬ | હે સાંગોપાંગ નૂર ! |
| ૦૯૭ | યા હાદી | يَا هَادِىُ | ૦૦૨૦ | હે સન્માર્ગે ચલાવનાર ! |
| ૦૯૮ | યા બદીઉ | يَا بَدِيْعُ | ૦૦૮૬ | હે નમૂના વગર સર્વ કાંઈ સર્જનહાર ! |
| ૦૯૯ | યા બાકી | يَا بَاقِيُ | ૦૧૧૩ | હે સદા બાકી રહેનાર ! |
| ૧૦૦ | યા વારિસુ | يَا وَارِثُ | ૦૭૦૭ | હે સૌના પછી મવજૂદ રહેનાર ! |
| ૧૦૧ | યા રશીદુ | يَا رَشِيْدُ | ૦૫૧૪ | હે દુનિયાના માર્ગદર્શક ! |
| ૧૦૨ | યા સબૂરુ | يَا صَبُوْرُ | ૦૨૯૮ | હે મહાન ધીરજવાન અને સહનશીલ ! |

## સૂચિ - ૩ અસ્માઉલ્ હુસ્ના ગુજરાતી મૂળાક્ષરો પ્રમાણે

- અહીં ગુજરાતી મૂળાક્ષરથી શરૂ થતા અસ્માઉલ્ હુસ્નાના સૂચિ–ર ના માત્ર નંબરો અને ગુજરાતી ઉચ્ચાર આપ્યા છે.
- સૂચિ–ર માં મજકૂર નંબરથી દર્શાવેલા અસ્માઉલ્ હુસ્નાનો ઉચ્ચાર, અર્થ અને અદદ ત્રણે આપેલા છે. તે ત્યાં જોવા ગુઝારિશ છે.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| અ | ૦૧ | યા અલ્લાહુ | ૦૯ | યા અઝીઝુ | ૨૦ | યા અલીમુ |
| | ૩૦ | યા અદ્લુ | ૩૪ | યા અઝીમુ | ૩૭ | યા અલિય્યુ |
| | ૬૮ | યા અહદુ | ૭૪ | યા અવ્વલુ | ૭૫ | યા આખિરુ |
| | ૮૪ | યા અફુવ્વુ | | | | |
| ક | ૦૫ | યા કુદ્દૂસુ | ૧૬ | યા કહ્હારુ | ૨૧ | યા કાબિઝુ |
| | ૩૮ | યા કબીરુ | ૪૩ | યા કરીમુ | ૫૪ | યા કવિય્યુ |
| | ૬૪ | યા કય્યૂમુ | ૭૦ | યા કાદિરુ | | |
| ખ | ૧૨ | યા ખાલિકુ | ૨૩ | યા ખાફિઝુ | ૩૨ | યા ખબીરુ |
| ગ | ૧૫ | યા ગફ્ફારુ | ૩૫ | યા ગફૂરુ | ૯૦ | યા ગનિય્યુ |
| જ | ૧૦ | યા જબ્બારુ | ૪૨ | યા જલીલુ | ૮૯ | યા જામિઉ |
| ઝ | ૭૬ | યા ઝાહિરુ | ૮૭ | યા ઝલ્ જલાલિ વલ્ ઈકરામ | | |
| ત | ૮૧ | યા તવ્વાબુ | | | | |
| દ | ૯૪ | યા દાર્રુ | | | | |
| ન | ૯૫ | યા નાફિઉ | ૯૬ | યા નૂરુ | | |
| ફ | ૧૯ | યા ફત્તાહુ | | | | |
| બ | ૧૩ | યા બારિઉ | ૨૨ | યા બાસિતુ | ૨૮ | યા બસીરુ |
| | ૫૦ | યા બાઈસુ | ૭૭ | યા બાતિનુ | ૮૦ | યા બર્રુ |
| | ૯૮ | યા બદીઉ | ૯૯ | યા બાકી | | |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| મ | ૦૪ | યા મલિકુ | ૦૭ | યા મુઅ્મિનુ | ૦૮ | યા મુહય્મિનુ |
| | ૧૧ | યા મુતકબ્બિરુ | ૧૪ | યા મુસવ્વિરુ | ૨૫ | યા મુઈઝ્ઝુ |
| | ૨૬ | યા મુઝિલ્લુ | ૪૦ | યા મુકીતુ | ૪૫ | યા મુજીબુ |
| | ૪૯ | યા મજીદુ | ૫૫ | યા મતીનુ | ૫૮ | યા મુહ્સી |
| | ૫૯ | યા મુબ્દિઉ | ૬૦ | યા મુઈદુ | ૬૧ | યા મુહ્યી |
| | ૬૨ | યા મુમીતુ | ૬૬ | યા માજિદુ | ૭૧ | યા મુક્તદિરુ |
| | ૭૨ | યા મુકદ્દિમુ | ૭૩ | યા મુઅખ્ખિરુ | ૭૯ | યા મુતઆલી |
| | ૮૨ | યા મુન્તકિમુ | ૮૩ | યા મુન્ઈમુ | | |
| | ૮૬ | યા માલિકલ્ મુલ્કિ | | | ૮૮ | યા મુકસિતુ |
| | ૯૧ | યા મુગ્ની | ૯૨ | યા મુઅ્તી | ૯૩ | યા માનિઉ |
| ર | ૦૦૨ | યા રહમાનુ | ૦૩ | યા રહીમુ | ૧૮ | યા રઝ્ઝાકુ |
| | ૦૨૪ | યા રાફિઉ | ૪૪ | યા રકીબુ | ૮૫ | યા રઊફુ |
| | ૧૦૧ | યા રશીદુ | | | | |
| લ | ૩૧ | યા લતીફુ | | | | |
| વ | ૧૭ | યા વહ્હાબુ | ૪૬ | યા વાસિઉ | ૦૪૮ | યા વદૂદુ |
| | ૫૩ | યા વકીલુ | ૫૬ | યા વલિય્યુ | ૦૬૫ | યા વાજિદુ |
| | ૬૭ | યા વાહિદુ | ૭૮ | યા વાલિયુ | ૧૦૦ | યા વારિસુ |
| શ | ૩૬ | યા શકૂરુ | ૫૧ | યા શહીદુ | | |
| સ | ૦૦૬ | યા સલામુ | ૨૭ | યા સમીઉ | ૬૯ | યા સમદુ |
| | ૧૦૨ | યા સબૂરુ | | | | |
| હ | ૨૯ | યા હ–ક–મુ | ૩૩ | યા હલીમુ | ૩૯ | યા હફીઝુ |
| | ૪૧ | યા હસીબુ | ૪૭ | યા હકીમુ | ૫૨ | યા હક્કુ |
| | ૫૭ | યા હમીદુ | ૬૩ | યા હય્યુ | ૯૭ | યા હાદી |

## સૂચિ - ૪

### અસ્માઉલ્ હુસ્નાની સળંગ યાદી

هُوَ اللّٰهُ الَّذِىْ لَآ اِلٰهَ اِلَّا هُوَ

| السَّلَامُ | الْقُدُّوْسُ | الْمَلِكُ | الرَّحِيْمُ | الرَّحْمٰنُ |
|---|---|---|---|---|
| الْمُتَكَبِّرُ | الْجَبَّارُ | الْعَزِيْزُ | الْمُهَيْمِنُ | الْمُؤْمِنُ |
| الْقَهَّارُ | الْغَفَّارُ | الْمُصَوِّرُ | الْبَارِئُ | الْخَالِقُ |
| الْقَابِضُ | الْعَلِيْمُ | الْفَتَّاحُ | الرَّزَّاقُ | الْوَهَّابُ |
| الْمُذِلُّ | الْمُعِزُّ | الرَّافِعُ | الْخَافِضُ | الْبَاسِطُ |
| اللَّطِيْفُ | الْعَدْلُ | الْحَكَمُ | الْبَصِيْرُ | السَّمِيْعُ |
| الشَّكُوْرُ | الْغَفُوْرُ | الْعَظِيْمُ | الْحَلِيْمُ | الْخَبِيْرُ |
| الْحَسِيْبُ | الْمُقِيْتُ | الْحَفِيْظُ | الْكَبِيْرُ | الْعَلِيُّ |
| الْوَاسِعُ | الْمُجِيْبُ | الرَّقِيْبُ | الْكَرِيْمُ | الْجَلِيْلُ |
| الشَّهِيْدُ | الْبَاعِثُ | الْمَجِيْدُ | الْوَدُوْدُ | الْحَكِيْمُ |

| | | | | |
|---|---|---|---|---|
| الْحَقُّ | الْوَكِيْلُ | الْقَوِيُّ | الْمَتِيْنُ | الْوَلِيُّ |
| الْحَمِيْدُ | الْمُحْصِيْ | الْمُبْدِئُ | الْمُعِيْدُ | الْمُحْيِيْ |
| الْمُمِيْتُ | الْحَيُّ | الْقَيُّوْمُ | الْوَاجِدُ | الْمَاجِدُ |
| الْوَاحِدُ | الْاَحَدُ | الصَّمَدُ | الْقَادِرُ | الْمُقْتَدِرُ |
| الْمُقَدِّمُ | الْمُؤَخِّرُ | الْاَوَّلُ | الْآخِرُ | الظَّاهِرُ |
| الْبَاطِنُ | الْوَالِيْ | الْمُتَعَالِيْ | الْبَرُّ | التَّوَّابُ |
| الْمُنْتَقِمُ | الْمُنْعِمُ | الْعَفُوُّ | الرَّؤُوْفُ | |
| مَالِكُ الْمُلْكِ | ذُوالْجَلَالِ وَالْاِكْرَامِ | | | |
| الْمُقْسِطُ | الْجَامِعُ | الْغَنِيُّ | الْمُغْنِيْ | الْمُعْطِيْ |
| الْمَانِعُ | الضَّارُّ | النَّافِعُ | النُّوْرُ | الْهَادِيْ |
| الْبَدِيْعُ | الْبَاقِيْ | الْوَارِثُ | الرَّشِيْدُ | الصَّبُوْرُ |

**નોંધ :**

તમામ અસ્માઉલ્ હુસ્નાને સળંગ પઢવાની રીત પૃષ્ઠ : ૪૪ ઉપર જણાવી છે તે પ્રમાણે અમલ કરવો.

## પહેલો વિભાગ

## શરીરના અંગોની બીમારીઓ

### માથું

### ૧ આધાશીશી માટે શિફાનો અમલ

- બીમારના માથા ઉપર, આંગળી વડે **'યા જબ્બારુ'** સાત વખત લખો.
- તે પછી બીમારનું માથું પકડી **'યા જબ્બારુ'**, **'યા સલામુ'** સાત વખત પઢીને દમ કરો.
- આ અમલ સૂરજ ઊગતા પહેલાં કરવાથી શિફા જલ્દી થશે. (ઈ.અ.)

### ૨ માથાના દુઃખાવા માટે શિફાનો પહેલો અમલ

માથાના સામાન્ય દુઃખાવા માટે પણ નંબર : ૧ માં જણાવ્યા પ્રમાણે અમલ કરો.

### 3 માથાના દુઃખાવા માટે શિફાનો બીજો અમલ

જમણા હાથ વડે બીમારનું માથું પકડી **'યા મુજીબુ'** ત્રણ વખત પઢી દમ કરો. જો દર્દ દૂર ન થાય તો પાંચ વખત, સાત વખત, નવ વખત, અગિયાર વખત પઢીને દમ કરો. ઈન્શા અલ્લાહ શિફા થશે.

### ૪ માથાના દુઃખાવા માટે શિફાનો ત્રીજો અમલ

**'યા મુહ્યી'** દરરોજ સવાર–સાંજ ૧૨૦ (એકસો વીસ) વખત પઢીને બીમાર પર દમ કરવાથી ઈન્શા અલ્લાહ શિફા થશે.

### ૫ માથાના દુઃખાવા માટે શિફાનો ચોથો અમલ

**'યા ગફૂરુ'** એક કાગળની કાપલી ઉપર લખીને તે કાપલી રોટલીના ટુકડાં ઉપર મૂકીને તે રોટલીના ટુકડાંને ખાઈ જવાથી ત્રણ દિવસમાં માથાના દુઃખાવામાં ઈન્શા અલ્લાહ શિફા થશે.

## ઊંઘ અને સુસ્તી

### ૬ ઊંઘનો ગલ્બો દૂર કરવા માટે પહેલો અમલ

**'યા મુક્તદિરુ'** દરરોજ ૫૦૦ (પાંચસો) વખત પઢવાથી ઊંઘ અને ગફલત ઈન્શા અલ્લાહ દૂર થઈ જશે.

### ૭ ઊંઘનો ગલ્બો દૂર કરવા માટે બીજો અમલ

**'યા કય્યૂમુ'**નો વધુ વિર્દ રાખવાથી ઊંઘનું વર્ચસ્વ ઈન્શા અલ્લાહ ખત્મ થઈ જશે.

### ૮ અનિદ્રા અને ઊંઘમાં ડરવાથી શિફાનો અમલ

સૂવા પહેલાં **'યા મુતકબ્બિરુ'** ૨૧ (એકવીસ) વખત પઢી ચૂપચાપ સૂઈ જવાથી ઈન્શા અલ્લાહ ઊંઘ આવી જશે અને ઊંઘમાં ડરી જવાશે નહિ.

### ૯ સુસ્તી દૂર થવાનો અને સ્ફૂર્તિ મેળવવાનો અમલ

**'યા મુહ્યી'**ને હંમેશા પઢનાર ઈન્શા અલ્લાહ હોશિયાર અને ઝિંદહ દિલ રહેશે તેમજ ઈબાદતમાં સુસ્તી અને આળસ આવશે નહિ

## બેહોશી

### ૧૦ બેહોશી દૂર કરવાનો પહેલો અમલ

જો કોઈ બીમાર બેહોશ થઈ ગયો હોય તો તેના મથાળે બેસી ૩૦૦ (ત્રણસો) વખત **'યા રહમાનુ યા સલામુ'** પઢવાથી ઈન્શા અલ્લાહ બીમાર હોશમાં આવી જશે.

### ૧૧ બેહોશી દૂર કરવાનો બીજો અમલ

જો કોઈ બીમાર બેહોશ થઈ ગયો હોય તો તેના મથાળે બેસી ૧૦૧ (એકસો એક) વખત **'યા શહીદુ'** પઢવાથી ઈન્શા અલ્લાહ બીમાર હોશમાં આવી જશે.

## આંખ

### ૧૨ આંખે છવાતો અંધકાર દૂર કરવાનો અમલ

જો આંખોથી બરાબર દેખાતું ન હોય અને અંધકાર છવાતો હોય તો ૪૧ (એકતાલીસ) વખત **'યા શકૂરુ'** પઢીને પાણી ઉપર દમ કરી તે પાણી આંખમાં લગાડવાથી અને પીવાથી સાત જ દિવસમાં ઈન્શા અલ્લાહ શિફા થઈ જશે.

### ૧૩ અંધાપાથી બચવાનો અમલ

દરરોજ ફજરની નમાઝ પછી એક હઝાર (૧૦૦૦) વખત **'યા સલામુ'** પઢનાર મરતા સુધી આંધળો કે લાચાર બનશે નહિ.

## ૧૪ આંખના દુઃખાવા માટે શિફાનો અમલ

- બપોરે ઝવાલના સમયે વુઝૂ સાથે ૪૧ (એકતાલીસ) વખત '**યા રહમાનુ**' પઢીને પાણી ઉપર દમ કરીને એ પાણીમાં સલાઈ ભીંજવીને બીમારની આંખોમાં લગાડવી.
- દરરોજ સાત વખત સલાઈ ભીંજવી ત્રણ દિવસ સુધી લગાડવાથી ઈન્શા અલ્લાહ શિફા થઈ જશે અને એક વર્ષ સુધી કદી આંખોમાં દુઃખાવો થશે નહિ.

## ૧૫ આંખનો દુઃખાવો અને રતાશ દૂર કરવાનો અમલ

જો કોઈની આંખો દુઃખતી હોય અને રતાશ જતી ન હોય તો સાત વખત '**યા અલિય્યુ**' પઢીને, પાણી ઉપર દમ કરીને, એ પાણીને સલાઈ વડે આંખમાં લગાડવાથી ઈન્શા અલ્લાહ ત્રણ દિવસમાં શિફા થઈ જશે.

## ૧૬ આંખમાં ઝામરના પાણી માટે શિફાનો અમલ

- જે માણસની આંખોમાં ઝામરનું પાણી ઉતરવું શરૂ થયું હોય અને ભવિષ્યમાં વધવાની શકયતા હોય તો ૧૧૦૦ (અગિયાર સો) વખત '**યા બશીરુ**' દરરોજ પઢવું.
- શરૂઆતમાં અને અંતમાં નીચેનું દુરૂદ શરીફ પઢવું :

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિસ્ સાજિદી-ન સય્યિદિર્ રાકિઈ-ન સય્યિદિલ્ કામિલી-ન વ અલા આલિહી વ અસ્હાબિહી અજમઈન'**

- આ અમલથી ઈન્શા અલ્લાહ થોડાં જ દિવસોમાં શિફા થઈ જશે.

## ૧૭ આંખમાં ઝામરના પાણી માટે હિફાઝતનો અમલ

ઉપર નંબર : ૧૬ માં બતાવેલો અમલ હંમેશ માટે કરવાથી ભવિષ્યમાં ઝામરના પાણીથી ઈન્શા અલ્લાહ હિફાઝત થશે.

## ૧૮ આંખમાં રોશની માટે અમલ

આંખમાં રોશની માટે પણ ઉપર નંબર : ૧૬ માં લખેલો અમલ કરવો.

## ૧૯ આંખોનું તેઝ ઓછું ન થાય તે માટે અમલ

જે માણસ ૨૧ (એકવીસ) દિવસ સુધી ઈશરાકની નમાઝ બા'દ ૫૦૦ (પાંચસો) વખત **'યા ઝાહિરુ'** પઢે તો ઈન્શા અલ્લાહ તેની આંખોનું તેઝ ઓછું ન થશે.

## ૨૦ આંખોનું ઓછું થયેલું તેઝ વધારવા માટે અમલ

નંબર : ૧૯ માં જણાવેલો અમલ કરવાથી ઈન્શા અલ્લાહ આંખનું ઓછું થયેલું તેઝ વધી જશે.

### કાન

## ૨૧ કાનના દુઃખાવા માટે શિફાનો અમલ

કાનમાં દર્દ થતું હોય અથવા કાનમાં ફોલ્લી થવાથી સખ્ત દુઃખાવો થતો હોય તો **'યા સમીઉ'** ૧૦૦૦ (એક હઝાર) વખત પઢીને રૂ ઉપર દમ કરીને કાનમાં રાખવાથી ઈન્શા અલ્લાહ દુઃખાવો દૂર થઈ જશે. સાત દિવસ સુધી આ અમલ કરે.

## ૨૨ બહેરાશથી બચવાનો અમલ

દરેક ફર્ઝ નમાઝ પછી હંમેશા ૧૧ (અગિયાર) વખત **'યા સમીઉ'** પઢવાથી તમામ ઉંમર બહેરાશ થવાથી ઈન્શા અલ્લાહ હિફાઝત થશે.

## મળમાર્ગ (ગુદા)

## ૨૩ બવાસીર (મસા) માટે હિફાઝતનો અમલ

**'યા મલિકુલ્ કુદ્દૂસુ'** ફજર અને મગરિબની નમાઝ બા'દ ૧૧ (અગિયાર) વખત પઢતા રહેવાથી ઈન્શા અલ્લાહ કદીયે બવાસીર કે નાસૂર અથવા ગુપ્ત ભાગના રોગ થશે નહિ.

## ૨૪ ખૂની બવાસીર (મસા) માટે શિફાનો પહેલો અમલ

**'યા અલિય્યુ'** ૧૦૦૦ (એક હઝાર) વખત પઢીને પાણી ઉપર દમ કરીને પીએ, ઈન્શા અલ્લાહ સાત દિવસમાં શિફા થઈ જશે.

## ૨૫ ખૂની બવાસીર (મસા) માટે શિફાનો બીજો અમલ

- ઈસ્લામી મહિનાની ૧૩, ૧૪ અને ૧૫ તારીખના ત્રણ રોઝહ રાખવું.
- દરરોજ ઈફતાર વખતે ૧૦૦૦ (એક હઝાર) વખત **'યા મજીદુ'** પઢીને પાણી ઉપર દમ કરીને પીવું.
- તે પછી હાથ ઉઠાવીને સાત વખત આ દુઆ પઢો :

**'અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુ બિ-ક મિનલ્ બહ્રિ વલ્ જુઝામિ વ મિન્ સય્યિઈલ્ અસ્કામિ.'**

ઈન્શા અલ્લાહ ત્રણ દિવસમાં શિફા થઈ જશે.

## ચામડી અને લોહી

### ૨૬ રકતપિત્ત માટે શિફાનો અમલ

જે માણસને રકતપિત્ત હોય તો તેણે પણ નંબર : ૨૫ માં બતાવ્યા પ્રમાણે અમલ કરવો. ઈન્શા અલ્લાહ શિફા થશે.

### ૨૭ નાપાક ઝખ્મ માટે શિફાનો અમલ

જે માણસને નાપાક ઝખ્મ હોય તો તેણે પણ નંબર : ૨૫ માં બતાવ્યા પ્રમાણે અમલ કરવો. ઈન્શા અલ્લાહ શિફા થશે.

### ૨૮ ફોલ્લી, ફોલ્લા અને નાસૂર માટે શિફાનો અમલ

જો કોઈ માણસને ફોલ્લી, ફોલ્લા અથવા નાસૂર થઈ ગયો હોય અને કોઈ રીતે સારો થતો ન હોય તો સાત દિવસ સુધી દરરોજ ૧૦૦ (સો) વખત **'યા રકીબુ'** પઢી તે ઝખ્મ ઉપર દમ કરવાથી ઈન્શા અલ્લાહ શિફા થશે.

## છાતી

### ૨૯ પાંસળીના દુ:ખાવા માટે શિફાનો અમલ

૧૦૦૦ (એક હઝાર) વખત **'યા મજીદુ'** પઢીને રૂ ઉપર દમ કરીને દર્દની જગ્યાએ બાંધવાથી ઈન્શા અલ્લાહ શિફા થશે.

### 30 છાતીમાં દુ:ખાવા માટે શિફાનો અમલ

જો છાતીમાં દુ:ખાવો થતો હોય તો ૧૨૦ (એક સો વીસ)

વખત 'યા મુહ્યી' સવાર–સાંજ પઢીને છાતી ઉપર દમ કરવાથી ઈન્શા અલ્લાહ શિફા થશે.

## ૩૧ દિલ (હાર્ટ)ની બીમારીઓ માટે હિફાઝતનો અમલ

- ઘણાં જ સારા, સાફ અને મોટા અક્ષરે કાગળ ઉપર **'અલ્લાહ'** લખવું.
- દરરોજ દિવસ–રાતમાં ઓછામાં ઓછા ત્રણ વખત ઘણી જ અદબથી વુઝૂ સાથે કિબ્લહ રુખ એકાંતમાં બેસી એ નામ ઉપર મુહબ્બતની નિગાહ નાંખવું.
- દિલમાં એવો વિચાર કરવો કે આ નામ આ કાગળ અથવા તકતી ઉપર લખ્યું છે તે ખૂબસૂરત અને ખૂશ અક્ષરે મારા દિલમાં લખ્યું છે.
- તે પછી આંખો બંધ કરી ઓછામાં ઓછી ૧૦ (દસ) મિનિટ સુધી તેના ઉપર ધ્યાન જમાવી રાખે અને એ જ વિચારમાં તલ્લીન રહે.
- ઉપર પ્રમાણે દરરોજ ત્રણ વખત આ અમલ કરે.
- આ અમલ કરવાથી ઈન્શા અલ્લાહ તમામ ઉંમર કદીયે ખફકાન, હોલે દિલ, દિલની ધડકન, દિલની બેચેની વગેરે દિલની કોઈ પણ બીમારી થશે નહિ. તેમજ દુનિયાના કોઈ પણ જાબિર ઝાલિમથી દહેશત ન થશે અને ઈશ્કે ઈલાહી હાસિલ થશે.

## <u>પેટ</u>

## ૩૨ પેટના દુઃખાવા માટે હિફાઝતનો અમલ

જો સાત વખત **'યા અઝીમુ'** પઢી પાણી ઉપર દમ કરી પાણી પીવામાં આવે તો ઈન્શા અલ્લાહ કદીયે પેટમાં દુઃખાવો ન થશે.

## 33 પેટના દુઃખાવા માટે શિફાનો અમલ

કોઈના પેટમાં દર્દ થતું હોય તો સાત વખત **'યા અઝીમુ'** કાગળ ઉપર લખી પાણીમાં ઘોળી પીવડાવવામાં આવે તો ઈન્શા અલ્લાહ, અલ્લાહ તઆલાના ફઝલથી તરત જ આરામ થશે.

## <u>સ્તન</u>

### ૩૪ સ્તનમાં દૂધની ઓછપ દૂર કરવા માટે અમલ

જો કોઈ સ્ત્રીનું દૂધ ઓછું થઈ ગયું હોય તો એ મુબારક નામ **'યા મતીનુ'**ને ૯૦ (નેવું) વખત કાગળ ઉપર લખીને તા'વીઝ ઘોળીને પીવડાવે તો ઈન્શા અલ્લાહ દૂધ વધુ થઈ જશે. આ અમલને ૧૧ (અગિયાર) દિવસ સુધી સતત કરવામાં આવે.

## <u>બાળકોની બીમારીઓ</u>

### ૩૫ સુકતાનની બીમારી માટે શિફાનો પહેલો અમલ

જે દૂધ પીતું બાળક ઘણું દુર્બળ બની સૂકાઈ ગયું હોય જેમ કે ઘણી વાર બાળકને સુકતાન થઈ જાય છે. તો અર્ધો શેર (૨૫૦ ગ્રામ) સરસીયાનું તેલ લઈ સામે રાખી વુઝૂ સાથે કિબ્લહ રુખ બેસી ૧૦૦૦ (એક હઝાર) વખત **'કહ્હારુ'** પઢી દમ કરે. એ તેલ સવાર–સાંજ ૨૧ (એકવીસ) દિવસ સુધી બાળકના શરીર ઉપર માલીશ કરવામાં આવે. ઈન્શા અલ્લાહ બાળક જલ્દી તંદુરસ્ત બની તાકાતવાન બનશે.

### ૩૬ સુકતાનની બીમારી માટે શિફાનો બીજો અમલ

જેના બાળક સુકતાનની બીમારીમાં મરણ પામતા હોય તો એક તાંબાની તખ્તી લઈ આ નકશ કોતરાવી બાળકના ગળામાં પહેરાવી દે,

ઈન્શા અલ્લાહ કદી તે રોગ તેના નજીક પણ ન આવશે અને દર મહિને શકિત અનુસાર સાત ગૈર માણસોને ખાણું ખવડાવે.

يَا مُذِلَّ كُلِّ جَبَّارٍ عَنِيدٍ
يَا مُذِلُّ يَا مُذِلُّ يَا مُذِلُّ

## ૩૭ બાળકની હિફાઝતનો અમલ

બાળકના જન્મ પછી તરત સાત વખત **'યા બર્રુ'** પઢીને એના ઉપર દમ કરવાથી બાલિગ થતા સુધી તે બાળક સઘળી આફતોથી ઈન્શા અલ્લાહ સુરક્ષિત રહેશે.

## ૩૮ ધાવણ છોડાવતી વખતે બાળકને થતી વેદના માટે શિફાનો અમલ

કોઈ બાળક દૂધ છોડવાની વેદનાથી રડતું હોય અને શાંતિ પકડતું ન હોય તો સાત વખત **'યા મતીનુ'**ને લખી પાણીમાં ઘોળીને બાળકને પીવડાવે. ઈન્શા અલ્લાહ બાળક શાંતિ અને સબ્ર પકડશે.

## ૩૯ બાળકની સમજશક્તિ અને યાદશક્તિમાં વધારો કરવા માટે અમલ

જે માણસ પોતાના બાળકને ૪૦ (ચાલીસ) દિવસ સુધી સવારમાં ખાવા–પીવા પહેલાં ૨૧ (એકવીસ) વખત **'યા અલીમુ'** પઢી પાણી ઉપર દમ કરી તે પાણી પીવડાવશે તો બાળક વિદ્વાન બનશે અને તેની મગજશકિત અને યાદશકિત તેઝ થઈ જશે.

## ૪૦ બાળકને કુર્આન મજીદ જલ્દી યાદ થાય તે માટે અમલ

જે બાળકને કુર્આન મજીદ યાદ થતું ન હોય તો દર માસે ત્રણ દિવસ **'યા વાસિઉ'** ૧૦૦ (સો) વખત પઢી પાણી ઉપર દમ કરી બાળકને પીવડાવે તો કુર્આન શરીફ ઘણું જ જલ્દી યાદ થઈ જશે.

## ૪૧ બાળકની હઠ અને જીદ દૂર કરવા માટે અમલ

જો કોઈનું બાળક હઠ કરતું હોય તો તે માણસ સાત વખત **'યા મુકીતુ'**ને પઢી ખાલી પાણીના ગ્લાસમાં દમ કરે, ફરી તેમાં પાણી ભરી બાળકને પીવડાવે તો ઈન્શા અલ્લાહ સાત દિવસના અમલમાં બાળકનું રડવું અને હઠ મોકૂફ થઈ જશે.

## ૪૨ બાળમરણથી હિફાઝત માટે પહેલો અમલ

જે સ્ત્રીના બાળકો બાળપણમાં બીમારીમાં મરી જતા હોય તો હમલ (ગર્ભ)ની શરૂઆતથી તે બાળકના દૂધ ધવડાવવા સુધી બરાબર દરરોજ ત્રણ વખત નીચે મુજબ અમલ કરતા રહેવું.

**'સલામુન્ કવ્લમ્ મિર્રબ્બિર્ રહીમ'** રોટલીના કકડા ઉપર લખી ગર્ભવતીને ખવડાવે અથવા કાગળની કાપલી ઉપર લખી પાણી અથવા દવામાં ઘોળીને પીવડાવે. અલ્લાહ તઆલાના ફઝલથી બાળક દરેક બીમારીથી બચેલું રહેશે. તે પોતાની સ્વાભાવિક ઉંમરે પહોંચશે.

## ૪૩ બાળમરણથી હિફાઝત માટે બીજો અમલ

જો કોઈ માણસની અવલાદ પેદા થઈ પણ મરી ગઈ. અને હવે

પેદા થતી બંધ થઈ ગઈ, તે ૧૧ (અગિયાર) દિવસ સુધી ઈશાની નમાઝ બા'દ ૩૦૦૦ (ત્રણ હઝાર) વખત **'યા જબ્બારુ'** પઢી ત્રણ બદામના મગજ ઉપર દમ કરી એક બદામ પત્નીને ખવડાવે અને બે બદામના મગજ પોતે ખાય. ફરી પોતાની પત્ની સાથે એકાંત કરે, ૧૧ (અગિયાર) દિવસ સુધી એ જ પ્રમાણે કરે, ઈન્શા અલ્લાહ જરૂર તેની પત્ની ગર્ભવતિ થઈ જશે, અને નેક ફરઝંદ અર્પણ થશે.

- જયારે છોકરો થાય તો તેનું નામ 'અઝીઝુલ્લાહ' અથવા 'અતાઉલ્લાહ' રાખે.
- સાત વર્ષ સુધી દર વર્ષે એક બકરો અલ્લાહ તઆલા માટે ઝબહ કરી માત્ર અલ્લાહ માટે ગરીબોને ખાણું રાંધી જમાડે.
- જો એટલી શકિત ન હોય તો કાચું માંસ વહેંચી દેવામાં આવે.
- જો એટલીયે શકિત ન હોય તો સાત પૈસા દર માસની શરૂઆતમાં બાળકના હાથે કોઈ આંધળા ફકીરને અપાવી દે,
- આ અમલ પૂરો થઈ જશે અને ઈન્શા અલ્લાહ ફરઝંદ ચિરંજીવી બનશે.

## <u>તાવ</u>

### ૪૪ તાવ દૂર થવા માટે અમલ

કાગળ ઉપર **'યા ગફૂરુ'** લખીને બાંધવાથી ઈન્શા અલ્લાહ તાવ મટી જશે.

### ૪૫ તાવ અને માથાનો દુઃખાવો દૂર થવા માટે અમલ

જો કોઈને તાવ આવતો હોય, માથામાં દર્દ હોય તે માણસ **'યા ગફૂરુ'** એક કાગળના ટુકડા ઉપર લખી તે કાગળ રોટલીના કકડા ઉપર

મૂકીને તે કકડાને ખાય. ઈન્શા અલ્લાહ ત્રણ દિવસમાં તાવ જતો રહેશે અને માથાનું દર્દ મટી જશે.

## પ્લેગ, મરકી, રોગચાળો

### ૪૬ પ્લેગ, મરકી અને રોગચાળાથી હિફાઝત માટે અમલ

જે માણસ ગુસલ કરી કિબ્લહ રુખ બેસી ૧૧૧૫ (એક હઝાર, એક સો, પંદર) વખત **'યા મુહય્મિનુ'** ત્રણ દિવસ સુધી પઢશે તો પ્લેગ, મરકી અને સામાન્ય રોગચાળાથી ઈન્શા અલ્લાહ રક્ષિત રહેશે.

## બીમારીથી શિફા

### ૪૭ બીમારીથી શિફા મેળવવા માટે પહેલો અમલ

જે માણસ બીમાર હોય તો બે રકા'ત તહિય્યતુલ્ વુઝૂની નમાઝ પઢી ૩૦૦ (ત્રણસો) વખત ૨૧ (એકવીસ) દિવસ સુધી **'યા લતીફુ'** પઢવાથી ઈન્શા અલ્લાહ બીમારીથી શિફા પ્રાપ્ત થઈ જશે.

### ૪૮ બીમારીથી શિફા મેળવવા માટે બીજો અમલ

જો કોઈ માણસ તંદુરસ્ત હતો અને હવે સદાને બીમાર બની ગયો, તે ૨૧ (એકવીસ) દિવસ સુધી **'યા મુઈદુ'** પઢે. ઈન્શા અલ્લાહ થોડા દિવસમાં તે જ પાછલી હાલત કાયમ થઈ જશે.

### ૪૯ બીમારીથી શિફા મેળવવા માટે ત્રીજો અમલ

જો કોઈ માણસ ૩૦૦૦ (ત્રણ હઝાર) વખત **'બિસ્મિલ્લા**

**હિર્રહમા નિર્રહીમ યા સલામુ'** ત્રણ દિવસ સુધી કોઈ બીમાર માટે ખતમ પઢશે તો ઈન્શા અલ્લાહ જલ્દીથી તેને શિફા થશે.

## ૫૦ બીમારીથી શિફા મેળવવા માટે ચોથો અમલ

જો કોઈ માણસના માથામાં કે છાતીમાં દર્દ હોય તો ૧૨૦ (એકસો વીસ) વખત સવાર–સાંજ **'યા મુહ્યી'** પઢી દમ કરે. ઈન્શા અલ્લાહ ઘણી જ જલ્દી દર્દ દૂર થઈ જશે.

## ૫૧ ઝાહિરી અને બાતિની બીમારીથી શિફા મેળવવા માટે પાંચમો અમલ

જે માણસ ઝાહિરી કે બાતિની બીમારી અથવા આફતમાં સપડાયેલ હોય તે **'યા ગનિય્યુ'** પઢી આખા શરીર પર દમ કર્યા કરશે તો ઈન્શા અલ્લાહ નજાત પામશે.

## ૫૨ બીમારીથી શિફા મેળવવા માટે છઠ્ઠો અમલ

ફજરની નમાઝ પહેલાં ઘરના ચારેય ખૂણાઓમાં ૧૦ (દસ) વખત **'યા રઝ્ઝાકુ'** પઢીને દમ કરવાથી ઈન્શા અલ્લાહ એ ઘરમાં બીમારી કદી આવશે નહિ.

## ૫૩ બીમારીથી શિફા મેળવવા માટે સાતમો અમલ

જે માણસ ફજરની સુન્નત અને ફર્ઝ નમાઝ દરમિયાન ૧૨૧ (એકસો એકવીસ) વખત **'યા અલ્લાહુ યા રહમાનુ'** કોઈ બીમાર માણસના મથાળે ઊભો રહી પઢશે તો તે કેવોયે બીમાર હશે પણ ઈન્શા અલ્લાહ તંદુરસ્ત થઈ જશે.

## ૫૪ બીમારીથી શિફા મેળવવા માટે આઠમો અમલ

જે માણસ બીમારીના કારણે નિર્બળ થઈ ગયો હોય તો **'યા કાદિરુ'**ને ૧૦૦ (સો) વખત દરરોજ પઢે, ઈન્શા અલ્લાહ શિફા પ્રાપ્ત થશે.

## ૫૫ બીમારીથી શિફા મેળવવા માટે નવમો અમલ

જે માણસ **'યા ઝલ્ જલાલિ વલ્ ઈકરામિ'**ને ૧૦૦ (સો) વખત પઢી પાણી ઉપર દમ કરી બીમાર માણસને પીવડાવશે તો ઈન્શા અલ્લાહ ત્રણ દિવસમાં તંદુરસ્તી અર્પણ થશે.

## ૫૬ બીમારીથી શિફા મેળવવા માટે દસમો અમલ

જો બીમાર માણસ દરરોજ **'યા કબીરુ'**ને ૯૦ (નેવું) વખત પઢશે તો ઈન્શા અલ્લાહ ઘણી જલ્દી શિફા થઈ જશે.

## ૫૭ બીમારીથી શિફા મેળવવા માટે અગિયારમો અમલ

જો બીમાર માણસ ઉપર સાત દિવસ સુધી ૧૦૦૦ (એક હઝાર) વખત **'યા હફીઝુ'** પઢી દમ કરવામાં આવે તો ઈન્શા અલ્લાહ બીમાર માણસને ઘણી જલ્દી શિફા મળી જશે.

## ૫૮ બીમારીથી શિફા મેળવવા માટે બારમો અમલ

બીમાર માણસ પોતે **'યા મુહ્યી'**નો વધુ પ્રમાણમાં વિર્દ રાખે અથવા અન્ય બીમાર પર દમ કરવામાં આવે તો ઈન્શા અલ્લાહ બીમારી દૂર થઈ જશે.

## ૫૯ બીમારીથી શિફા મેળવવા માટે તેરમો અમલ

- જે બીમાર માણસ **'યા હય્યુ'**ને વધુ પઢશે તે જલ્દી શિફા મેળવશે.
- જો કોઈ બીજો માણસ બીમાર માણસ ઉપર પઢે તો બીમારની આંખોની સામે આંખો કરી પઢે.

## ૬૦ બીમારીથી શિફા મેળવવા માટે ચૌદમો અમલ

દરેક બીમારી માટે નીચેનું તાવીઝ અનુભવસિદ્ધ છે. ચીનીની રકાબી ઉપર ઝાફરાનથી **'યા હય્યુ'** લખી બીમારને ૪૦ (ચાલીસ) દિવસ પીવડાવવાથી ઈન્શા અલ્લાહ જરૂર શિફા થશે.

## ૬૧ બીમારીથી શિફા મેળવવા માટે પંદરમો અમલ

જો કોઈ બીમાર બેશુદ્ધ થઈ ગયો હોય તો તેના મથાળે બેસી ૩૦૦ (ત્રણસો) વખત **'યા રહમાનુ યા સલામુ'** પઢવામાં આવે તો પઢતાં જ ઈન્શા અલ્લાહ ઘણી જ જલ્દી બેશુદ્ધ માણસ શુદ્ધિમાં આવી જશે.

## ૬૨ બીમારીથી શિફા મેળવવા માટે સોળમો અમલ

મર્ઝના નિવારણ માટે તેમજ નબળાઈ દૂર કરવા માટે દરરોજ ૩૧૩ (ત્રણસો તેર) વખત **'યા અલ્લાહુ યા સલામુ યા કવિય્યુ'** પઢવું જોઈએ.

## ૬૩ બીમારીથી શિફા મેળવવા માટે સત્તરમો અમલ

ફજરની નમાઝ પહેલાં ઘરના ચારેવ ખુણામાં ૧૦–૧૦ વખત

**'યા રઝ્ઝાકુ'** પઢીને દમ કરવાથી ઈન્શા અલ્લાહ બીમારી તથા નાદારી એ ઘરમાં કદી આવશે નહિ. કિબ્લહની જમણી તરફથી મુખ કિબ્લહ તરફ રાખીને આ અમલ શરૂ કરે.

## લાઈલાજ (અસાધ્ય) બીમારીનો ઈલાજ

### ૬૪ લાઈલાજ બીમારી માટે શિફાનો પહેલો અમલ

જે માણસ જુમ્અહના દિવસે જુમ્અહની નમાઝ પહેલાં પાક સાફ થઈ એકાંતમાં ૨૦૦ (બસો) વખત **'યા અલ્લાહુ'** પઢશે તો તેની દરેક મુશ્કેલી આસાન થઈ જશે. અને જે બીમારના ઈલાજથી હકીમો આજિઝ થઈ ગયા હોય તેવા માણસ પર પઢવામાં આવે તો ઈન્શા અલ્લાહ તે સારો થઈ જશે.

### ૬૫ લાઈલાજ બીમારી માટે શિફાનો બીજો અમલ

લા–ઈલાજ બીમાર વધુ વખત **'યા અલ્લાહુ'**નો વિર્દ (રટણ) રાખશે અને એ પછી શિફાની દુઆ માંગશે તો એને સંપૂર્ણ શિફા નસીબ થશે.

### ૬૬ લાઈલાજ બીમારી માટે શિફાનો ત્રીજો અમલ

બીમારના માથે હાથ મૂકીને ૧૩૦ (એકસો ત્રીસ) વખત ઊંચા અવાજે **'યા સલામુ'** પઢવામાં આવશે તો ઈન્શા અલ્લાહ એને શિફા નસીબ થશે.

### ૬૭ લાઈલાજ બીમારી માટે શિફાનો ચોથો અમલ

જે માણસ હંમેશા **'યા સલામુ'**નો ઝિક્ર કરતો રહેશે તો ઈન્શા

અલ્લાહ તમામ પ્રકારની આફતોથી સુરક્ષિત રહેશે.

### ૬૮ લાઈલાજ બીમારી માટે શિફાનો પાંચમો અમલ

સખ્તમાં સખ્ત બીમારી માટે નીચેના મુબારક નામો પઢવા ઘણા અનુભવસિદ્ધ છે.

**'યા હલીમુ, યા અલીમુ, યા અલિય્યુ, યા અઝીમુ'**

### ૬૯ લાઈલાજ બીમારી માટે શિફાનો છઠ્ઠો અમલ

સજદહમાં ૧૦૦ (સો) વખત **'યા અરહમર્ રાહિમીન'** ઈશાની નમાઝ પછી પઢવું અસાધ્ય રોગોની દવા છે.

## બીમારીથી હિફાઝત માટે

### ૭૦ બીમારીથી હિફાઝત માટે પહેલો અમલ

જે માણસ બીમાર હોય તે બે રકા'ત તહિય્યતુલ્ વુઝૂની નમાઝ પઢી ૩૦૦ (ત્રણસો) વખત ૨૧ (એકવીસ) દિવસ **'યા લતીફુ'** પઢે, ઈન્શા અલ્લાહ બીમારીથી હિફાઝત નસીબ થશે.

### ૭૧ બીમારીથી હિફાઝત માટે બીજો અમલ

દરરોજ ૩૦૦૦ (ત્રણ હઝાર) વખત **'યા હય્યુ'** પઢવાથી ઈન્શા અલ્લાહ કદી બીમાર થશે નહિ.

### ૭૨ બીમારીથી હિફાઝત માટે ત્રીજો અમલ

**'યા માજિદુ'** ૧૦ (દસ) વખત પઢીને શરબત અથવા દવા

ઉપર દમ કરીને બીમારને પીવડાવવું. સાત દિવસમાં બીમાર અલ્લાહના ફઝલથી ઈન્શા અલ્લાહ તંદુરસ્ત થઈ જશે.

## ૭૩ બીમારીથી હિફાઝત માટે ચોથો અમલ

ફજરની નમાઝ પછી દરરોજ **'યા સલામુ'** ૧૦૦૦ (એક હઝાર) વખત પઢશે તો મૌત સુધી ઈન્શા અલ્લાહ આંધળો કે લાચાર બનશે નહિ.

## ૭૪ બીમારીથી હિફાઝત માટે પાંચમો અમલ

**'યા બદીઉ'** ૧૦૦૦ (એક હઝાર) વખત દરરોજ પઢવાથી દરેક પ્રકારના રોગ અને દરેક પ્રકારના ગમ ઈન્શા અલ્લાહ દૂર થશે.

## સાપ, વીંછીના ડંખનું ઝેર

## ૭૫ વીંછીના ડંખ માટે શિફાનો અમલ

જો કોઈને વીંછી કરડયો હોય તો પાણીમાં થોડુંક મીઠું ઘોળી ૭૦ (સિત્તેર) વખત **'યા વાસિઉ'** પઢી એ પાણી ઉપર દમ કરે. અને એ મીઠાના પાણીને વીંછીએ મારેલા ડંખ ઉપર વારંવાર લગાડે, ઈન્શા અલ્લાહ તરત જ તકલીફ દૂર થશે.

## ૭૬ સાપના ઝેર માટે શિફાનો અમલ

**'યા અહદુ'**ની સાથે **'યા વાજિદુ'** મેળવી ૧૦૧ (એક સો એક) વખત પઢી સાપ કરડેલ માણસ ઉપર દમ કરશે તો ઈન્શા અલ્લાહ સાપનું ઝેર મટી જશે. અને તે માણસ તંદુરસ્ત થઈ જશે. એ અમલ અનુભવસિદ્ધ છે.

## કમજોરી, નબળાઈ

### ૭૭ રોઝહમાં કમજોરી દૂર થવા માટે અમલ

કોઈ બાળક અથવા મોટો માણસ રોઝહદાર હોય અને તેને કમજોરી આવી જાય અને સાંજ પાડવી કઠણ લાગતી હોય તો કોઈ ખૂશ્બૂદાર ફૂલ ઉપર ૭ (સાત) વખત **'યા મુકીતુ'** પઢી દમ કરવું અને એ ફૂલ રોઝહદારને સૂંઘાડવું. ઈન્શા અલ્લાહ કમજોરને રોઝહમાં શકિત પેદા થશે અને ઘણી જ સહેલાઈથી રોઝો પૂરો થશે.

## ગર્ભાશય

### ૭૮ હૈઝ (માસિક) અટકાવની સ્થિતિમાં કરવાનો અમલ

જો સ્ત્રી માસિક અટકાવ (ગર્ભધારણ)ની સ્થિતિમાં વુઝૂ કરી દરરોજ ૩૦૦૦ (ત્રણ હઝાર) વખત **'યા મુતઆલી'** પઢશે, તો ઈન્શા અલ્લાહ કદી તેનું બાળક બાળલકવાની બીમારીમાં સપડાશે નહિ. પઢનાર સ્ત્રી પોતે પણ દરેક પ્રકારની આફતોથી સલામત રહેશે.

### ૭૯ ગર્ભાશયના રોગથી બચવા માટે અમલ

જે માણસ પોતાની પત્ની પાસે જવા પહેલાં ૭૦ (સિત્તેર) વખત **'યા મુગ્ની'** પઢશે તો તેની પત્ની કદી ગર્ભાશયના રોગમાં સપડાશે નહિ, અને હકીમો કે નર્સોની મુહતાજ ન રહેશે.

### ૮૦ ગર્ભ રહેવા અને ઔલાદ થવા માટે પહેલો અમલ

- જે શખ્સની ઓરત વાંઝણી હોય તે શખ્સ એક સફરજન છોલી સાત વખત **'યા મુબ્દિઉ'** સફરજન ઉપર લખી ત્રણ દિવસ સુધી સવારમાં પત્નીને ખવડાવે. ઈન્શા અલ્લાહ પહેલાં જ માસે ગર્ભ રહી જશે.
- પહેલાં મહિનામાં ન રહ્યું તો બીજા માસે પણ એમ જ કરે.
- ફરી ત્રીજા માસે પણ એમ જ કરે, ઈન્શા અલ્લાહ ત્રણ માસમાં અવશ્ય ગર્ભ રહેશે.
- જો સફરજન ન મળે તો મરઘીનું ઈંડું બાફી તેની ઉપરનું કોચલું છોલી નાંખી સફેદી ઉપર લખવામાં આવે.

## ૮૧ ગર્ભ રહેવા અને ઔલાદ થવા માટે બીજો અમલ

જે સ્ત્રીને સંતાન ન થતું હોય તેને સાત દિવસ સુધી સફરજનની સાત કાતરીઓ ઉપર **'યા મુઈદુ'** લખી ખવડાવવામાં આવે તો ઈન્શા અલ્લાહ અવશ્ય ગર્ભ ધારણ થશે.

## ૮૨ ગર્ભ ટકવા અને ઔલાદ થવા માટે ત્રીજો અમલ

- જે સ્ત્રીને કાચું ગર્ભ પડી જતું હોય તે પોતે અથવા તેનું કોઈ સગું સાત દિવસ સુધી બરાબર દરરોજ ૭૦૦૦ (સાત હઝાર) વખત ઈશાની નમાઝ પછી **'યા ખાલિકુ'** પઢે.
- પહેલાં અને છેવટે ૨૧ (એકવીસ) વખત આ મુબારક દુરૂદ શરીફ પઢે :

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદન્ નબિય્યલ્<br>ઉમ્મિલ્, હબીબલ્ આલિલ્ કદરિલ્ અઝીમિલ્ જાહિ<br>બિ કદ્‌રિ અઝ-મતિહી ઝાતિ-ક'**

- આ વઝીફો ખત્મ કર્યા પછી દરરોજ સાત દિવસ સુધી પાણી ઉપર

દમ કરી સ્ત્રીને પીવડાવે.

- દરરોજ થોડુંક રૂ લઈ તેને વઝીફો પઢેલા પાણીમાં ભીંજવી તેનું તા'વીઝ બનાવી સ્ત્રીના ગળામાં નાખે.
- અલ્લાહના ફઝલો કરમથી થોડીક મુદ્દતમાં ગર્ભ રહી જશે, અને સહી સલામત તંદુરસ્ત બાળક પેદા થશે.
- બાળક પેદા થાય તે જ દિવસે એ તા'વીઝ માના ગળામાંથી છોડી લઈ બાળકના ગળામાં પહેરાવી દેવું. ઈન્શા અલ્લાહ બાળકની ઝિંદગી લાંબી થશે.

## ૮૩ ગર્ભ રહેવા અને ઔલાદ થવા માટે ચોથો અમલ

જો સ્ત્રીને અવલાદ થતી ન હોય તો **'યા વાહિદુલ્ અહદ'** લખીને પોતાની પાસે રાખવાથી ઈન્શા અલ્લાહ નેક અવલાદ નસીબ થશે.

## ૮૪ ગર્ભ રહેવા અને ઔલાદ થવા માટે પાંચમો અમલ

કોઈ કામ શરૂ કરતી વેળા **'યા નાફિઉ'** ૪૧ (એકતાલીસ) વખત પઢવાથી તે કામ ઈચ્છાનુસાર થશે, ઈન્શા અલ્લાહ.

સંભોગ વેળા પઢવાથી ઈન્શા અલ્લાહ નેક અવલાદ નસીબ થશે.

## ૮૫ નેક ઔલાદ થવા માટે પ્રથમ અમલ

જે માણસની પત્નીને હમલ (ગર્ભ) રહેલો છે એમ જણાય તે દિવસથી બાળક પેદા થાય ત્યાં સુધી દરરોજ ૪૧ (એકતાલીસ) વખત

**'યા કુદ્દૂસુ'** પાણી અથવા દવા ઉપર દમ કરે અને ગર્ભવતિને પીવડાવે તો બાળક ઘણું સદગુણી, પાકબાતિન, નેક અને મા–બાપનું તા'બેદાર થશે. આખી ઉંમર કદીયે મા–બાપની નાફરમાની અને રંજાડવાને પસંદ કરશે નહિ.

## ૮૬ નેક ઔલાદ પેદા થવા માટે બીજો અમલ

જે કોઈ માણસ પોતાની પત્ની સાથે સુહબત કરવા પહેલાં ૧૦ (દસ) વખત **'યા મુતકબ્બિરુ'** પઢશે. હક તઆલા તેને પરહેઝગાર અને નસીબદાર ફરઝંદ ઈન્શા અલ્લાહ અર્પણ કરશે.

## ૮૭ પુત્ર પેદા થવા માટે પહેલો અમલ

જે સ્ત્રીને હંમેશા છોકરી અવતરતી હોય તો તે સ્ત્રીનો પતિ અથવા બીજી કોઈ સ્ત્રી એના પેટ પર આંગળીથી કુંડાળું ૭૦ (સિત્તેર) વખત બનાવી દરેક વખતે **'યા મતીનુ'** પઢે, ઈન્શા અલ્લાહ છોકરો પેદા થશે.

## ૮૮ પુત્ર પેદા થવા માટે બીજો અમલ

જે માણસની પત્નીને છોકરો થતો ન હોય અને તેની તમન્ના હોય તો રમઝાનુલ્ મુબારકની પહેલા જુમ્અહમાં જુમ્અહની નમાઝ પછી **'યા વાહિદુ'**ને ૧૦૧ (એકસો એક) વખત કાગળ ઉપર લખે. ફરી તેને તા'વીઝ તરીકે પોતાની જમણી બાજુ ઉપર બાંધે. ઈન્શા અલ્લાહ તે જ વર્ષે સાલિહ ફરઝંદ પેદા થશે. ઘણો જ અનુભવસિદ્ધ અમલ છે.

## ૮૯ પુત્ર પેદા થવા માટે ત્રીજો અમલ

જો કોઈ શખ્સની પત્નીને છોકરો ન થતો હોય તો તે માણસ

૪૦ (ચાલીસ) દિવસ સુધી દરરોજ ૪૦ (ચાલીસ) વખત **'યા અવ્વલુ'**ને પઢે અને પાણી અથવા શરબત ઉપર દમ કરી અર્ધુ પોતે પીએ અને અર્ધુ પોતાની પત્નીને પીવડાવે તો ઈન્શા અલ્લાહ મુરાદ પૂર્ણ થશે, અને સાલિહ ફરઝંદ પેદા થશે અને રોઝી બહોળી થશે.

**૯૦ પુત્ર પેદા થવા માટે ચોથો અમલ**

વાંઝણી સ્ત્રી સતત સાત રોઝહ રાખે અને પાણીથી ઈફતાર કરે અને ઈફતાર પછી ૨૧ (એકવીસ) વખત **'અલ્ બારિઉલ્ મુસવ્વિરુ'** પઢે તો ઈન્શા અલ્લાહ એને ફરઝંદ અર્પણ થશે.

**૯૧ પુત્ર પેદા થવા માટે પાંચમો અમલ**

વાંઝણી સ્ત્રી સાત રોઝહ રાખે અને રોઝહ ઈફતાર કર્યા પછી **'યા મુસવ્વિરુ'** ૨૧ (એકવીસ) વખત પઢી પાણી ઉપર દમ કરે અને એ જ પાણીથી રોઝહ ઈફતાર કરે તો ઈન્શા અલ્લાહ હક તઆલા તેને સાલિહ ફરઝંદ અર્પણ કરશે.

**૯૨ હમલની હાલતમાં આસાની માટે અમલ**

જો કોઈ સ્ત્રી હમલની તકલીફથી નિર્બળ થઈ ગઈ હોય અને હમલની વેદના સહન કરી શકતી ન હોય તો ૧૨૧ (એકસો એકવીસ) વખત તે ગર્ભવતી **'યા કવિય્યુ'** પઢે તો ઈન્શા અલ્લાહ હમલના દિવસો ઘણી જ આસાની સાથે પસાર થશે અને તંદુરસ્તી અને તાકાત કાયમ રહેશે.

**૯૩ ગર્ભપાત ન થઈ જાય તે માટે પ્રથમ અમલ**

ગર્ભ બરબાદ થઈ જવાનો ભય હોય તો ઔરત પોતાના પેટ

પર હાથ મૂકીને ૭ (સાત) વખત **'યા રકીબુ'** પઢે. બાળક બરબાદીથી ઈન્શા અલ્લાહ બચી જશે.

### ૯૪ ગર્ભપાત ન થઈ જાય તે માટે બીજો અમલ

જો કોઈ સ્ત્રીનું ગર્ભ પડી જતું હોય તો તેનો પતિ**'યા મુબ્દિઉ'** ૯૦ (નેવું) વખત પઢી ગર્ભવતીના પેટની આસપાસ વર્તુળ દોરવાની જેમ આંગળી ફેરવે. એ અમલને સાત દિવસ સુધી સતત કરતો રહે. ઈન્શા અલ્લાહ ગર્ભપાત થશે નહિ.

### ૯૫ ગર્ભપાત ન થઈ જાય તે માટે ત્રીજો અમલ

પરોઢિયે સગર્ભા સ્ત્રીના પેટ પર હાથ મૂકીને ૯૯ (નવ્વાણું) વખત **'યા મુબ્દિઉ'** પઢવાથી ઈન્શા અલ્લાહ ન ગર્ભપાત થશે અને ન તો વખતથી પહેલાં બાળક જન્મશે.

### ૯૬ પ્રસુતિ (સુવાવડ)માં આસાની માટે અમલ

જે ગર્ભવતી સ્ત્રીને (સુવાવડના દિવસો થવા છતાં) બાળક પેદા થતું ન હોય અને સખ્ત દર્દ થતું હોય તો ૧૨૦ (એકસો વીસ) વખત **'યા અલ્લાહુ'** પઢીને ગોળ અથવા ખમીરા વગેરે ઉપર દમ કરી ત્રણ ભાગ કરી ખવડાવવામાં આવે તો તરત અલ્લાહ તઆલાના ફઝલથી મુશ્કિલ આસાન થઈ જશે. એ મુજર્રબ (અનુભવસિદ્ધ) અમલ છે.

## <u>માનસિક બીમારી</u>

### ૯૭ ભૂલાયેલી વસ્તુ યાદ આવવા માટે અમલ

**'યા મુઈદુ'** વધુ વખત પઢવાથી ભૂલાયેલી વાતો ઈન્શા

અલ્લાહ યાદ આવી જશે.

### ૯૮ બાળકની યાદશક્તિ બળવાન થવા પહેલો અમલ

જે માણસ ૪૦ (ચાલીસ) દિવસ સુધી સવારમાં ખાધા–પીધા પહેલાં ૨૧ (એકવીસ) વખત **'યા અલીમુ'** પઢી પાણી ઉપર દમ કરી બાળકને પીવડાવશે તો ઈન્શા અલ્લાહ બાળક વિદ્વાન બનશે, તેની મગજશકિત કે યાદશકિત તેઝ થઈ જશે.

### ૯૯ યાદશક્તિ અને માનસિક શક્તિ બળવાન થવા માટે બીજો અમલ

- જે માણસની મગજશકિત નબળી અને યાદશકિત ઓછી હોય તે ત્રણ નંગ બદામ લઈ તેના ઉપર **'યા ઝલ્ જલાલિ વલ્ ઈકરામિ'** પઢી દમ કરે.
- એક બદામનું મગજ સવારે, એક બપોરે અને એક સૂતી વેળા ખાઈ લે.
- ૨૧ (એકવીસ) દિવસના અમલમાં ઈન્શા અલ્લાહ મગજ અને યાદશકિત સુધરી જશે.

### ૧૦૦ યાદશક્તિ બળવાન થવા માટે ત્રીજો અમલ

**'યા અલીમુ'** વધુ પ્રમાણમાં પઢવાથી અલ્લાહ તઆલા પોતાના ઈલ્મ અને મઅરિફતના દરવાજા ખોલી દેશે અને પઢનારની યાદશકિત ઈન્શા અલ્લાહ બળવાન થશે.

### ૧૦૧ મનમાંથી શંકા–કુશંકા દૂર થવા માટે અમલ

જે માણસ દરરોજ ૧૦૦૦ (એક હઝાર) વખત **'યા અલ્લાહુ'**

પઢશે તો ઈન્શા અલ્લાહ એના દિલથી તમામ પ્રકારની શંકા–કુશંકાઓ દૂર થઈ જશે, અને યકીન તેમજ નિશ્ચિતતાની તાકાત નસીબ થશે.

## ૧૦૨ ગુસ્સો દૂર થવા માટે અમલ

- જે માણસ ૧૦ (દસ) વખત દુરૂદ શરીફ અને ૧૦ (દસ) વખત '**યા રઊફુ**' પઢશે તો એનો ગુસ્સો દૂર થઈ જશે.
- ગઝબનાક માણસ સામે પઢવાથી ઈન્શા અલ્લાહ એનો ગુસ્સો પણ શમી જશે.

## ૧૦૩ સુસ્તી દૂર થવા અને માનસિક સ્ફૂર્તિ માટે અમલ

ફજરની નમાઝ પછીથી સૂર્યોદય થતાં સુધી '**યા હય્યુ યા કય્યૂમુ**'નો વિર્દ રાખવાથી ઈન્શા અલ્લાહ તબીઅતમાં સ્ફૂર્તિ આવશે અને સુસ્તી દૂર થઈ જશે.

# બીજો વિભાગ

## દિલ (કલ્બ) સાથે સંકળાયેલી બાબતો

### <u>દિલની સફાઈ</u>

## ૧૦૪ દિલની સફાઈ માટે પ્રથમ અમલ

- જે માણસ ગુસલ કરીને બે રકા'ત નમાઝ અદા કરે.
- તે પછી એકાંતમાં દિલી ખુલૂસ અને સંપૂર્ણ ધ્યાન સાથે '**યા મુહય્મિનુ**'નો ૧૦૦ (સો) વખત ઝિક્ર કરે,

તો ઈન્શા અલ્લાહ, અલ્લાહ તઆલા એના ઝાહિર અને

બાતિન, બાહ્ય અને અંતરને સાફ ફરમાવશે અને એની સામે ઈલાહી અસરાર (ગુપ્ત વાતો) ખુલવા માંડશે.

## ૧૦૫ દિલની સફાઈ માટે બીજો અમલ

જે માણસ ઝવાલના સમયે ૧૩૦ (એકસો ત્રીસ) વખત **'યા મલિકુ'** પઢયા કરે તો અલ્લાહ તઆલા તેને દિલની સફાઈ અને બેપરવાહી ઈન્શા અલ્લાહ અર્પણ કરશે. સાત દિવસ સુધી કોઈ તંદુરસ્ત એ અમલને કરશે તો તેના દિલની કાળાશ દૂર થશે.

## ૧૦૬ દિલની સફાઈ માટે ત્રીજો અમલ

જો કોઈના દિલ ઉપર ગમનો બોજ હોય અને તે ગમ મટતો ન હોય તો :

- રોટલીના કકડા ઉપર ત્રણ વખત **'યા ગફૂરુ'** લખે.
- અને ત્રણ વખત **'યા ગફૂરુ'**ના છુટા છુટા હર્ફ લખી એ રોટલીનો કકડો ખાઈ લે.
- ઈન્શા અલ્લાહ બધો શોક જતો રહેશે. અને શોકના બદલે દિલમાં આનંદ છવાઈ જશે.
- ત્રણ દિવસ એ અમલ બરાબર કરવો જોઈએ.

## ૧૦૭ દિલની સફાઈ માટે ચોથો અમલ

જે કોઈ **'યા રહમાનુ યા રહીમુ'** બન્ને નામો મેળવીને દરેક નમાઝ પછી ૨૧ (એકવીસ) વખત પઢશે તો અલ્લાહ તઆલા ગફલત અને ભૂલચુક તેના સ્વભાવમાંથી દૂર કરશે. નમાઝની મુહબ્બત પેદા થશે. ઈન્શા અલ્લાહ.

## ૧૦૮ દિલની સફાઈ માટે પાંચમો અમલ

જો કોઈ માણસ જુમ્અહના દિવસે સૂર્ય નીકળવાના એક કલાક પછી ૩૦૦૦ (ત્રણ હઝાર) વખત **'યા કવિય્યુ'** પઢશે તો ભૂલ અને ગફલત દૂર થશે, પરંતુ ઓછામાં ઓછા સાત જુમ્અહ સુધી એ અમલને બરાબર કરવામાં આવે. ઈન્શા અલ્લાહ.

## ૧૦૯ દિલની સફાઈ માટે છઠ્ઠો અમલ

જુમ્અહની નમાઝ બા'દ ૧૦૦ વખત **'યા બસીરુ'** પઢવાથી (ઈ.અ.) દિલોમાં સફાઈ થશે અને સારા કામો કરવાની તૌફીક થશે.

## ૧૧૦ દિલની સફાઈ માટે સાતમો અમલ

- જે મુસલમાનના દિલમાં રિયાકારી (દેખાવ)નો વિચાર રહેતો હોય, અને એ બુરી ટેવથી તે બચવા માંગતો હોય તો તે **'યા શહીદુ'** ૧૦૦૦ (એક હઝાર) વખત તેના અર્થનું ધ્યાન કરી પઢે.
- ૨૧ (એકવીસ) દિવસ અમલ કરે.

ઈન્શા અલ્લાહ, અલ્લાહ તઆલાના ફઝલથી તે કુટેવ તદ્દન જતી રહેશે.

## ૧૧૧ દિલની સફાઈ માટે આઠમો અમલ

- **'યા માનિઉ'**ને વધુ પઢવાથી બુરાઈ દૂર થશે.
- સવાર–સાંજ પઢવાથી ઈન્શા અલ્લાહ મકસદ પ્રાપ્ત થશે.

## <u>દિલમાંથી બુરી સિફતો (ખરાબ વૃત્તિઓ) દૂર કરવા માટે</u>

## ૧૧૨ દિલની ગફલત દૂર કરવા અમલ

સૂઈને ઉઠયા પછી 'યા મુક્તદિરુ'ને વધુ પ્રમાણમાં પઢવાથી ઈન્શા અલ્લાહ દિલની ગફલત દૂર થઈ જશે.

## ૧૧૩ દિલમાંથી દુનિયાની મુહબ્બત દૂર કરવા અમલ

જે માણસ અલ્લાહ તઆલા સિવાય દુનિયાની અને અન્યોની મુહબ્બતમાં જકડાયેલો હોય તે 'યા કહ્હારુ'નો વધુ પ્રમાણમાં વિર્દ રાખે. ઈન્શા અલ્લાહ તેના દિલમાંથી દુનિયાની મુહબ્બત વિદાય થઈ જશે અને અલ્લાહની મુહબ્બત વાસો કરી જશે.

## ૧૧૪ દિલમાંથી ગુનાહની રગબત દૂર કરવા અમલ

જે માણસ દરરોજ ૭ (સાત) વખત 'યા બર્રુ' પઢશે તો એના દિલમાંથી ઈન્શા અલ્લાહ ગુનાહોની રગબત ચાલી જશે.

## ૧૧૫ દિલમાંથી દુનિયાની મુહબ્બત દૂર કરવા અમલ

જે માણસ 'યા બર્રુ'ને વધુ વખત પઢશે. ઈન્શા અલ્લાહ દુનિયાની મુહબ્બત દૂર થઈ જશે.

## ૧૧૬ દિલમાંથી મખ્લૂકની મુહબ્બત દૂર કરવા અમલ

'યા વાહિદુલ્ અહદ'ને દરરોજ ૧૦૦૦ (એક હઝાર) વખત પઢનારના દિલમાંથી મખ્લૂકનો પ્રેમ અને ભય જતો રહેશે.

## ૧૧૭ દિલની સખ્તી દૂર કરવા માટે અમલ

જે માણસ દરરોજ દરેક નમાઝ પછી ૧૦૦ (સો) વખત **'યા રહમાનુ'**નો ઝિક્ર કરશે, તો અલ્લાહ તઆલા એના દિલથી કઠોરતા–સખ્તી અને ગફલત ઈન્શા અલ્લાહ દૂર કરી દેશે.

## ૧૧૮ દિલમાંથી લોભ–લાલચ દૂર કરવા માટે અમલ

જે માણસ લોભની બલામાં સપડાયો હોય તે :

- ફજરની નમાઝ પછી ૧૦૦ (સો) વખત માથે હાથ રાખી **'યા ગનિય્યુ'** પઢે.
- તે પછી ૧૦૦ (સો) વખત દિલ ઉપર હાથ રાખી **'યા ગનિય્યુ'** પઢે.
- તો ૧૧ (અગિયાર) દિવસના અમલમાં ઈન્શા અલ્લાહ નફસાની લોભ–લાલચ નષ્ટ થઈ જશે અને ઘણો નિસ્વાર્થ અને લોભ વિનાનો બની જશે.

## ૧૧૯ દિલમાંથી નફસાની ખ્વાહિશાત દૂર કરવા માટે અમલ

નફસાની ખ્વાહિશાત (મનેચ્છાઓ)માં સપડાયેલ માણસ **'યા ખબીરુ'**ને વધુ વખત પઢશે તો (ઈ. અ.) એનાથી છૂટકારો મેળવશે.

## ૧૨૦ દિલમાંથી શયતાની વસવસા દૂર કરવાનો પ્રથમ અમલ

જે માણસને નમાઝમાં શયતાની વસવસા–વહેમો ઘણા આવતા હોય તે **'યા મુકસિતુ'**ને સવારે ૧૦૦૦ (એક હઝાર) વખત પઢે, તો ૪૦ (ચાલીસ) દિવસની અંદર ઈન્શા અલ્લાહ વસવસા ઓછા થઈ જશે.

## ૧૨૧ દિલમાંથી શયતાની વસવસા દૂર કરવાનો બીજો અમલ

'યા મુકસિતુ'ને દરરોજ પઢયા કરવાથી શયતાની વસવસાઓથી ઈન્શા અલ્લાહ નજાત મળશે.

## ૧૨૨ દિલમાંથી શંકા–કુશંકા દૂર કરવા માટે અમલ

જે માણસ દરરોજ ૧૦૦૦ (એક હઝાર) વખત **'યા અલ્લાહુ'** પઢશે તો ઈન્શા અલ્લાહ એના દિલથી તમામ પ્રકારની શંકા–કુશંકાઓ દૂર થઈ જશે, અને યકીન તેમજ નચિંતપણાની તાકાત નસીબ થશે

# દિલમાં નેક સિફતો (નેક વૃત્તિઓ) પેદા કરવા માટે

## ૧૨૩ દિલમાં નૂર પેદા કરવા માટે પહેલો અમલ

દરરોજ લાગલગાટ ઝવાલ (મધ્યાહન)ના સમયે **'યા મલિકુ'** પઢનારનું દિલ ઈન્શા અલ્લાહ નૂરવંત બનશે.

## ૧૨૪ દિલમાં નૂર પેદા કરવા માટે બીજો અમલ

જે માણસ અરધી રાતે **'યા ખાલિકુ'**નો વઝીફો પઢશે તો અલ્લાહ તઆલા એના દિલને ઈમાનના નૂરથી ઈન્શા અલ્લાહ નૂરવંત ફરમાવશે.

## ૧૨૫ દિલમાં નૂર પેદા કરવા માટે ત્રીજો અમલ

ફજરની નમાઝ પછી બન્ને હાથ છાતી પર મૂકીને **'યા**

**ફત્તાહુ**'ને ૭૦ (સિત્તેર) વખત પઢવાથી પઢનારનું દિલ ઈન્શા અલ્લાહ હિદાયત અને ઈમાનના નૂરથી તેજોમય બનશે.

## ૧૨૬ દિલમાં નૂર પેદા કરવા માટે ચોથો અમલ

જુમ્અહની નમાઝ પછી ૧૦૦ (સો) વખત **'યા બસીરુ'**ને પઢવાથી ઈન્શા અલ્લાહ, અલ્લાહ તઆલા આંખમાં રોશની અને દિલમાં નૂર પેદા ફરમાવશે.

## ૧૨૭ દિલમાં નૂર પેદા કરવા માટે પાંચમો અમલ

ખાતી વેળા **'યા વાજિદુ'** પઢતા રહેવાથી ખોરાક દિલની શકિત અને નૂરાનિયત માટે ઈન્શા અલ્લાહ કારણભૂત બનશે.

## ૧૨૮ દિલમાં નૂર પેદા કરવા માટે છઠ્ઠો અમલ

**'યા માજિદુ'**ને હાલ (બેખૂદી) છવાઈ જતાં સુધી પઢતા રહેવાથી દિલ અનવારે ઈલાહિય્યહથી ઈન્શા અલ્લાહ નૂરવંત બનશે.

## ૧૨૯ દિલમાં નૂર પેદા કરવા માટે સાતમો અમલ

ઈશરાકની નમાઝ પછી ૫૦૦ (પાંચસો) વખત **'યા ઝાહિરુ'** પઢવાથી ઈન્શા અલ્લાહ આંખોમાં રોશની અને દિલમાં નૂર પેદા થશે.

## ૧૩૦ દિલમાં નૂર પેદા કરવા માટે આઠમો અમલ

જુમ્અહની રાતે ૭ (સાત) વખત સૂરએ 'નૂર' અને ૧૦૦૦ (એક હઝાર) વખત **'યા નૂરુ'**ને પઢવાથી દિલ અનવારે ઈલાહીથી ઈન્શા અલ્લાહ નૂરવંત થશે.

## ૧૩૧ દિલમાં નૂર પેદા કરવા માટે નવમો અમલ

જે કોઈ **'યા ખાલિકુ'**નો વિર્દ કરશે અને સવાર, સાંજ અસંખ્ય વખત પઢતો રહેશે તો અલ્લાહ તઆલા તેના માટે એક ફરિશ્તો પેદા કરશે અને ફરી કિયામત સુધી જે કંઈ તે ફરિશ્તો ઈબાદત કરશે તે ઈબાદત એ માણસના આ'માલનામામાં લખાશે, અને એ માણસનું દિલ અને ચહેરો નૂરાની બનશે. અને સારા કામોમાં દિલ મજબૂત રહેશે.

## ૧૩૨ દિલમાં નૂર પેદા કરવા માટે દસમો અમલ

જે માણસ ઝિંદા દિલ બનવા માંગે તો રાત્રે સુતી વેળા પોતાની છાતી ઉપર હાથ રાખી ૧૦૦ (સો) વખત **'યા બાઈસુ'**ને પઢે તો ઝિંદા દિલ અને અંતઃકરણ ઈન્શા અલ્લાહ ઉજવળ બની જશે.

## ૧૩૩ દિલને અને નફસને અલ્લાહના તા'બેદાર બનાવવા માટે પહેલો અમલ

હર વખતે **'યા મુકદ્દિમુ'**નો વિર્દ રાખનાર ઈન્શા અલ્લાહ, અલ્લાહ તઆલાનો તા'બેદાર બની જશે.

## ૧૩૪ દિલને અને નફસને અલ્લાહના તા'બેદાર બનાવવા માટે બીજો અમલ

નફસ કાબૂમાં ન હોય તો સૂતી વેળા છાતી પર હાથ મૂકી **'યા મુમીતુ'** પઢતાં પઢતાં સૂઈ જવાથી ઈન્શા અલ્લાહ નફસ તા'બેદાર બની જશે.

## ૧૩૫ દિલને અને નફસને અલ્લાહના તા'બેદાર બનાવવા માટે ત્રીજો અમલ

જે માણસ ૧૦૦ (સો) વખત હંમેશા **'યા મુકદ્દિમુ'**નો વઝીફો પઢશે. એનો નફસ ઈન્શા અલ્લાહ, અલ્લાહ તઆલાની તા'બેદારીમાં રહેશે.

## ૧૩૬ દિલને અને નફસને અલ્લાહના તા'બેદાર બનાવવા માટે ચોથો અમલ

જે પોતાના નફસને તા'બે કરવા ચાહે તે સવારની સુન્નતો પછી ફર્ઝોથી પહેલાં ૪૧ (એકતાલીસ) દિવસ સુધી ૪૧ (એકતાલીસ) વખત **'યા મુઅખ્ખિરુ'** પઢે તો ઈન્શા અલ્લાહ જલ્દી કામ બની જશે.

## ૧૩૭ કશ્ફ અને ઈમાનના દરવાજા ખોલવા માટે અમલ

જે માણસ ફજરની નમાઝ પછી **'યા અલીમુ'**ને ૧૦૦ (સો) વખત પઢશે તો અલ્લાહ તઆલા એના પર કશ્ફ અને ઈમાનના દ્વાર ઈન્શા અલ્લાહ ઉઘાડશે.

## ૧૩૮ ઈલ્મ અને મઅરિફતના દરવાજા ખોલવા માટે અમલ

**'યા અલીમુ'**ને વધુ પ્રમાણમાં પઢવાથી અલ્લાહ તઆલા પોતાના ઈલ્મ અને મઅરિફતના દરવાજા ઈન્શા અલ્લાહ ખોલી દેશે અને પઢનારની યાદશકિત બળવાન થશે.

## ૧૩૯ દિલમાં ઈલ્મ અને હિકમત હાસિલ થવા પ્રથમ અમલ

વધુ પ્રમાણમાં **'યા હકીમુ'** પઢનાર માટે ઈન્શા અલ્લાહ ઈલ્મ અને હિકમતના દ્વાર ઉઘડી જશે.

## ૧૪૦ દિલમાં ઈલ્મ અને હિકમત હાસિલ થવા બીજો અમલ

દરરોજ રાતે સૂતી વખતે છાતી પર હાથ મૂકીને ૧૦૦ (સો) વખત **'યા બાઈસુ'** પઢનારનું દિલ ઈન્શા અલ્લાહ ઈલ્મ–હિકમતથી જીવંત થઈ જશે.

## ૧૪૧ દિલમાં અસરારે ઈલાહી હાસિલ થવા માટે અમલ

રાતના અંત ભાગમાં વુઝૂ સાથે ૯૯ (નવ્વાણું) વખત **'યા હ–ક–મુ'** પઢનારનું દિલ ઈન્શા અલ્લાહ અસરારે ઈલાહીની દોલતથી માલામાલ થશે.

## ૧૪૨ દિલમાં ઈશ્કે ઈલાહી પેદા થવા માટે અમલ

**'યા અલ્લાહુ'**ને સતત પઢનારના દિલમાં ઈન્શા અલ્લાહ ઈશ્કે ઈલાહી પેદા થશે.

## ૧૪૩ દિલમાં ખુલૂસ પેદા થવા માટે અમલ

જે માણસ **'યા મુક્તદિરુ'**ને સૂતા–ઉઠતાં ૨૦ (વીસ) વખત પઢશે તેના બધાં કામો અલ્લાહ તઆલા તરફ ફરશે અને બધાં કામોમાં ઈન્શા અલ્લાહ શુદ્ધભાવ (ખુલૂસ) પેદા થશે.

## ૧૪૪ દિલમાં હિદાયત મળવા માટે પ્રથમ અમલ

**'યા હાદી'**નો વિર્દ રાખવાથી (ઈ.અ.) હિદાયત નસીબ થશે.

## ૧૪૫ દિલને નેક તૌફીક (હિદાયત) થવા બીજો અમલ

જે માણસ ફજર અને ઈશાની નમાઝ બા'દ દુઆ માટે હાથ ઉઠાવી ૭ (સાત) વખત **'યા હાદી'** કહે તે પછી હાથ મોઢા ઉપર ફેરવે તો ઈન્શા અલ્લાહ દરેક કામમાં તેની બુદ્ધિ સીધા માર્ગે અને તેનો મત ઠીક અને દુરુસ્ત રહેશે.

## ૧૪૬ દિલમાં નેક આ'માલની તૌફીક થવા ત્રીજો અમલ

જુમ્અહની રાતે **'યા વલિય્યુ'**ને ૧૦૦૦ (એક હઝાર) વખત પઢવાથી ઈન્શા અલ્લાહ નેક આ'માલની તવફીક નસીબ થશે.

## ૧૪૭ દિલમાં ઈબાદતનો શોખ નસીબ થવા ચોથો અમલ

જે માણસ જુમ્અહની નમાઝ પછી રોટલી પર **'સુબ્બૂહુન્ કુદ્દૂસુન્ રબ્બુના વ રબ્બુલ્ મલાઈ-કતિ વર્રૂહ'** લખીને ખાશે તો ઈન્શા અલ્લાહ એના દિલમાં ઈબાદતનો શોખ ઉત્પન્ન થશે. અને અલ્લાહ તઆલા એને આપત્તિઓથી સુરક્ષિત રાખશે.

## ૧૪૮ દિલમાં ઈબાદતનો શોખ નસીબ થવા પાંચમો અમલ

જો કોઈ પહેલાં આબિદ ઝાહિદ હતો હવે ઈબાદત છુટી ગઈ અને તે ચાહે કે મારી પ્રથમ જેવી સ્થિતિ થઈ જાય તો ૨૧ (એકવીસ) દિવસ સુધી **'યા મુઈદુ'** પઢે. ઈન્શા અલ્લાહ થોડા દિવસમાં તે જ પાછલી હાલત કાયમ થઈ જશે.

## ૧૪૯ દિલને ઝાકિર બનાવવા માટે અમલ

જે માણસ **'યા મુઅખ્ખિરુ'**ને દરરોજ ૧૦૦૦ (એક હઝાર) વખત પઢશે તેનામાં વલીઓ જેવા ગુણો પેદા થશે. અલ્લાહ તઆલાની યાદ વિના તેના દિલને ઈન્શા અલ્લાહ શાંતિ મળશે નહિ.

## ૧૫૦ દિલને મજબૂત બનાવવા માટે અમલ

જે માણસ હંમેશા પાંચ વખતની નમાઝ પછી ૧૦૦ (સો) વખત **'યા જબ્બારુ'** પઢશે તો લોકો એની ગીબત કરે કે એનું ભુંડું બોલે તેથી નારાજ ન થશે. તેનું દિલ ઈન્શા અલ્લાહ મજબૂત અને સાબિર થઈ જશે. કોઈ આઘાતથી હાલત ખરાબ ન થઈ જશે. જવાંમર્દી અને નેકી તરફ તેનું દિલ આકર્ષાશે.

## ૧૫૧ દિલમાં નરમી અને શફ્કત પેદા કરવા માટે અમલ

જે માણસ દરરોજ ૧૦૦ (સો) વખત **'યા રહીમુ'** પઢશે તો એના દિલમાં નરમાશ અને શફકત ઈન્શા અલ્લાહ પેદા થશે.

## ૧૫૨ દિલ ખૂશ રહેવા માટે અમલ

દરરોજ ૩૦૦ (ત્રણસો) વખત **'યા કય્યૂમુ'** પઢનારનું દિલ ઈન્શા અલ્લાહ સદા ખૂશ અને આનંદી રહેશે.

## ૧૫૩ દિલમાં સબ્ર અને સંતોષ પેદા થવા માટે અમલ

જે કોઈ **'યા સબૂરુ'**ને ૧૩૫ (એક સો પાત્રીસ) વખત પઢી જનાબે ઈલાહીમાં દુઆ કરશે તો ઈન્શા અલ્લાહ સબ્ર અને સંતોષ પ્રાપ્ત થશે.

## ૧૫૪ શરીઅતના વિરોધીઓથી નફરત પેદા થવા અમલ

જે માણસ **'યા ઝાર્રુ'** **(દાર્રુ)** ને વધુ પઢશે તે અલ્લાહ તઆલાના દુશ્મનોથી અદાવત વધુ રાખશે. શરીઅતના વિરોધીઓથી કદી ખૂશ ન થશે, ફારૂકી સદગુણોનું ઈન્શા અલ્લાહ તેનામાં વધુ પ્રમાણ હશે.

## ૧૫૫ બેનિયાઝી (લોકોથી નિસ્પૃહતા) હાસિલ થવા માટે પ્રથમ અમલ

ફજરની નમાઝ પછી ૧૨૦ (એક સો વીસ) વખત **'યા મલિકુ'** પઢવાથી અલ્લાહ તઆલા બેનિયાઝી અને નિઃસ્પૃહતા ઈન્શા અલ્લાહ અર્પણ કરશે અને ગની બનાવશે.

## ૧૫૬ બેનિયાઝી (લોકોથી નિસ્પૃહતા) હાસિલ થવા બીજો અમલ

જે માણસ વધુ પ્રમાણમાં **'યા વાસિઉ'**નો વિર્દ રાખશે તો ઈન્શા અલ્લાહ એને ઝાહિરી અને બાતિની બેનિયાઝી નસીબ થશે.

## ૧૫૭ બેનિયાઝી (લોકોથી નિસ્પૃહતા) હાસિલ થવા ત્રીજો અમલ

પરોઢિયે સજદહમાં શિર ઝુકાવીને **'યા સમદુ'**ને ૧૧૫ અથવા ૧૨૫ વખત પઢનારને ઈન્શા અલ્લાહ ઝાહિરી અને બાતિની સચ્ચાઈ નસીબ થશે.

## ૧૫૮ બેનિયાઝી (લોકોથી નિસ્પૃહતા) હાસિલ થવા ચોથો અમલ

વુઝૂ સહિત **'યા સમદુ'**ને વારંવાર પઢતા રહેનારને ઈન્શા અલ્લાહ મખ્લૂકથી બેનિયાઝી નસીબ થશે.

## ૧૫૯ બેનિયાઝી (લોકોથી નિસ્પૃહતા) હાસિલ થવા પાંચમો અમલ

**'યા માલિકુલ્ મુલ્ક'**ને હંમેશા પઢનારને અલ્લાહ તઆલા ઈન્શા અલ્લાહ લોકોથી બેનિયાઝ બનાવી દેશે.

## ૧૬૦ બેનિયાઝી (લોકોથી નિસ્પૃહતા) હાસિલ થવા છઠ્ઠો અમલ

જો કોઈ માણસ દિવસના ૧૧ વાગ્યે વુઝૂ કરી કિબ્લહ રુખ ઊભા થઈ સજદહની આ આયત પઢે **'વસ્જુદ વક્-તરિબ'** પછી સજદહમાં જઈ સાત વખત **'યા વહ્હાબુ'** પઢે, તો બધી મખ્લૂકથી બેપરવા રહેશે. આ અમલ છોડી દેશે તો સાત દિવસ પછી અસર જતી રહેશે.

## <u>દિલની હિફાઝત</u>

## ૧૬૧ દિલની બાતિની બીમારીઓથી હિફાઝતનો અમલ

જે માણસ ઝવાલના સમયે **'યા કુદ્દૂસુ'**ની તિલાવત હંમેશા કરતો રહેશે તો એનું દિલ બાતિની (રૂહાની) બીમારીઓ : અદેખાઈ, કપટ, લાલચ, સ્વાર્થ, દોળ, દંભ અને દુશ્મનાવટ વગેરેથી ઈન્શા અલ્લાહ સુરક્ષિત રહેશે.

## ૧૬૨ નફસ અને શયતાનથી દિલની હિફાઝતનો અમલ

જે માણસ **'યા તવ્વાબુ'**ને ૭૦૦ (સાતસો) વખત દરરોજ પઢશે, તો ઈન્શા અલ્લાહ કદીયે નફસ અને શયતાનની જાળમાં ફંસાસે નહિ.

## દિલના રંજ અને ગમ

### ૧૬૩ દિલમાંથી રંજ અને ગમ દૂર કરવા પ્રથમ અમલ

**'યા ગફૂરુ'**ને વધુ પ્રમાણમાં પઢવાથી ઈન્શા અલ્લાહ રંજ–ગમ દૂર થશે.

### ૧૬૪ દિલમાંથી રંજ અને ગમ દૂર કરવા બીજો અમલ

જે કોઈને કંઈ મુસીબત કે રંજ–ગમ આવી પડે તો **'યા સબૂરુ'**ને ૧૩૫ (એકસો પાંત્રીસ) વખત પઢી જનાબે ઈલાહીમાં દુઆ કરશે તો ઈન્શા અલ્લાહ સબ્ર અને સંતોષ પ્રાપ્ત થશે.

### ૧૬૫ દિલમાંથી રંજ અને ગમ દૂર કરવા ત્રીજો અમલ

જે માણસને કોઈ કારણે ગમ ઘણો હોય તો **'યા ઝલ્ જલાલિ વલ્ ઈકરામ'**ને ૫૦૦ (પાંચસો) વખત પઢી પાણી ઉપર દમ કરી તેને પીવડાવવું ઈન્શા અલ્લાહ અતિ અકસીર છે.

### ૧૬૬ દિલમાંથી રંજ અને ગમ દૂર કરવા ચોથો અમલ

જો કોઈ રંજ–ગમમાં સપડાયો હોય તો ૩૦૦૦ (ત્રણ હઝાર) વખત **'યા મુકસિતુ'** પઢે. અલ્લાહ તઆલાના ફઝલથી ઈન્શા અલ્લાહ ગમ દૂર થશે. અને ગમના ઠેકાણે ખૂશી નસીબ થશે.

### ૧૬૭ દિલમાંથી રંજ અને ગમ દૂર કરવા પાંચમો અમલ

જો કોઈ સ્ત્રીનું બાળક મરી ગયું હોય અને મા બાળકની જુદાઈમાં બેચેન હોય તો ૧૦૦૦ (એક હઝાર) વખત **'યા સબૂરુ'**

પઢી પાણી ઉપર દમ કરી પાણી પીવડાવવું બેચેન ઓરતના દિલને ઈન્શા અલ્લાહ સબ્ર આપશે. સાત દિવસ સતત એમ કરવું અલ્લાહ તઆલા બાળકના શોકને ભુલાવી દેશે.

### ૧૬૮ દિલમાંથી બધાં શોક અને ગમ દૂર કરવાનો અમલ

જો કોઈ માણસ જુમ્અહની રાતે ૧૦૦૦ (એક હઝાર) વખત **'યા બાકી'** પઢશે તો ઈન્શા અલ્લાહ બધા શોક અને ગમ દૂર થશે.

## વશીકરણ

### ૧૬૯ કોઈના દિલને વશ કરવા માટે અમલ

સુબ્હ સાદિક પછી સુર્ય નિકળતા સુધી **'યા કય્યૂમુ'**ને અગણિત પઢવું, ઈન્શા અલ્લાહ દિલોને વશ કરવા માટે અકસીર છે. એ બુઝુર્ગાને દીનનો અનુભવ સિદ્ધ અમલ છે.

**ચેતવણી** : નાજાઈઝ કામ માટે આ અમલ કરનારને ફાયદાના બદલે નુકસાન થશે.

## કશ્ફ અને ઈલ્હામ

### ૧૭૦ કશ્ફ (દિલની આંખો) અને ઈમાનના દરવાજા ખૂલવા માટે પ્રથમ અમલ

જે માણસ ફજરની નમાઝ પછી **'યા અલીમુ'** ૧૦૦ (સો) વખત પઢશે તો ઈન્શા અલ્લાહ અલ્લાહ તઆલા એના પર કશ્ફ અને ઈમાનના દરવાજા ઉઘાડશે.

### ૧૭૧ કશ્ફ (દિલની આંખો) હાસિલ થવાનો બીજો અમલ

જુમ્અહની નમાઝ પછી ૧૦૦ (સો) વખત **'યા બસીરુ'** પઢવાથી ઈન્શા અલ્લાહ, અલ્લાહ તઆલા દિલમાં નૂર પેદા ફરમાવશે. અને દિલની આંખો ખૂલશે.

## ૧૭૨ કશ્ફ વડે (ગુપ્ત વાતો) જાહેર થવાનો ત્રીજો અમલ

સાત દિવસ સુધી **'યા ખબીરુ'** વધુ પ્રમાણમાં પઢનાર સામે ઈન્શા અલ્લાહ ગુપ્ત વાતો જાહેર થશે.

## ૧૭૩ કશ્ફ વડે (ગુપ્ત વાતો) જાહેર થવાનો ચોથો અમલ

જે માણસ જીભ બંધ કરી દિલથી ૧૦૦૦ (એક હઝાર) વખત **'યા બાતિનુ'** પઢશે તે ઈન્શા અલ્લાહ બાતિનવાળો અને છુપા ભેદોનો જાણકાર બનશે, પરંતુ હલાલ રોઝી શર્ત છે.

## ૧૭૪ કશ્ફ વડે (ગુપ્ત વાતો) જાહેર થવાનો પાંચમો અમલ

જો કોઈ માણસ છુપા ભેદને જાણવા માંગતો હોય તે**'યા બાતિનુ'**ને ૧ / ૩ (એક તૃતિયાંશ) રાત પસાર થઈ જવા પછી સાત દિવસ સુધી ૩૦૦૦ (ત્રણ હઝાર) વખત પઢે અને ચુપચાપ સુઈ જાય. ઈન્શા અલ્લાહ સાત દિવસમાં ગેબથી ખબર થશે અને જે કંઈ છુપી વાત હશે તે જાહેર થઈ જશે.

## ૧૭૫ કશ્ફ વડે બાતિની વાતો જાહેર થવાનો છઠ્ઠો અમલ

રજબ, શા'બાન અને રમઝાન મહિનામાં **'યા નાફિઉ'**ને દરરોજ ૭૦૦૦ (સાત હઝાર) વખત પઢવું, પઢનાર ઈન્શા અલ્લાહ કશ્ફ અને બાતિનવાળો બની જશે.

## ૧૭૬ કશ્ફ વડે આ'લમે ગૈબ દેખાવાનો સાતમો અમલ

જે માણસ **'અલ્લાહ'**ના મુબારક નામ સાથે **'યા સમદુ'** મેળવીને **'યા અલ્લાહુ યા સમદુ'** દરરોજ ૧૧૦૦૦ (અગિયાર હઝાર) વખત પઢશે તો તે ઈન્શા અલ્લાહ સાહિબે કશ્ફ અને ઉચ્ચ મર્તબાવાળો થઈ જશે. અને તેને કોઈ કોઈ વખત આ'લમે ગયબના દર્શન ઈન્શા અલ્લાહ નસીબ થશે.

## ૧૭૭ કશ્ફ વડે આ'લમે ગૈબ દેખાવાનો આઠમો અમલ

દરરોજ ૩૩ (તેત્રીસ) વખત **'યા બાતિનુ'** પઢનારની સામે ઈન્શા અલ્લાહ બાતિની વાતો જાહેર થવા માંડશે અને દિલમાં અલ્લાહ તઆલાની મુહબ્બત ઈન્શા અલ્લાહ પેદા થશે.

## ૧૭૮ ઈલ્હામ (અંતઃપ્રેરણા) વડે પોતાના કામની હકીકતની જાણ થવા માટે પ્રથમ અમલ

જે માણસને પોતાના કામના ઉકેલની કોઈ તદબીર–યુક્તિ સમજમાં આવતી ન હોય તો તે માણસ મગરિબ અને ઈશા દરમિયાન ૧૦૦૦ (એક હઝાર) વખત **'યા રશીદુ'** પઢે. ઈન્શા અલ્લાહ ખ્વાબમાં તદબીર નજર આવશે અથવા દિલમાં એનો ઈલ્હામ થશે.

## ૧૭૯ ઈલ્હામ (અંતઃપ્રેરણા) વડે પોતાના કામની હકીકતની જાણ થવા માટે બીજો અમલ

**'યા બદીઉ'** મુબારક નામને વુઝૂ સાથે પઢીને સૂઈ જાય તો જે કામનો ઈરાદો કરશે, તે એને ખ્વાબમાં ઈન્શા અલ્લાહ દેખાશે.

## ઈસ્તિખારહ
## (અલ્લાહ તઆલાથી કોઈ કામની હકીકત પૂછવી)

### ૧૮૦ ઈસ્તિખારહ કરવાની પ્રથમ રીત

જે માણસ ગુસલ કરી કિબ્લહ રુખ બેસી ૧૧૧૫ (એક હઝાર એક સો પંદર) વખત **'યા મુહય્મિનુ'** ત્રણ દિવસ સુધી પઢશે તો જે કામનો ઈસ્તિખારો કરશે તેનું પરિણામ તરત જ ઈન્શા અલ્લાહ તેને જણાઈ આવશે.

### ૧૮૧ ઈસ્તિખારહ કરવાની બીજી રીત

કોઈ કામનું સારું કે નરસું પરિણામ ઈસ્તિખારહની રીતે જાણવું હોય તો જુમ્અહની રાત્રે ઈશાની નમાઝ બા'દ સજદહમાં જઈ ૧૦૦ (સો) વખત **'યા અલીમુ'** કહે અને ફરી ખામોશ થઈ સૂઈ રહે. તે જ રાત્રે ઈન્શા અલ્લાહ પૂરેપૂરો હાલ જણાશે.

### ૧૮૨ ઈસ્તિખારહ કરવાની ત્રીજી રીત

જો કોઈને કોઈ કામમાં ઈસ્તિખારહ જોવો હોય તો જુમેરાતે રોઝહ રાખે. મગરિબે રોઝહ ઈફતાર કરી, પ્રથમ વખતમાં ઈશાની નમાઝ પઢે. અમલના પહેલાં અને છેલ્લા ૧૧–૧૧ (અગિયાર અગિયાર) વખત **'સુબ્હા–ન રબ્બિ–ક રબ્બિલ્ ઈઝ્ઝતિ અમ્મા યસિફૂ–ન વ સલામુન્ અલલ્ મુર્સલી–ન વલ્ હમ્દુ લિલ્લાહિ રબ્બિલ્ આલમી–ન'** પઢીને ૧૧૦૦ (અગિયાર સો) વખત**'યા ખબીરુ અખ્બિર્ની'** પઢે અને ચુપચાપ સૂઈ જાય. ઈન્શા અલ્લાહ તે જ રાતે સારું કે નરસું જે કંઈ હશે તે જણાય આવશે.

## ૧૮૩ મુશ્કેલ કામ માટે ઈસ્તિખારહની ચોથી રીત

કોઈ મુશ્કિલી અથવા ભારે કાર્ય આવી પડે અને એ કામ કરવા માટે કોઈ ઉપાય સુઝતો ન હોય તો **'યા હકીમુ'**ને ૩૦૦૦ (ત્રણ હઝાર) વખત સાત દિવસ સુધી પઢે. અલ્લાહ તઆલાના ફઝલથી તે કામનો નિકાલ ઈન્શા અલ્લાહ જલ્દી આવી જશે.

# ત્રીજો વિભાગ

## રૂહ સાથે સંકળાયેલી બાબતો

### ઝિંદગી

## ૧૮૪ લાંબી ઝિંદગી માટે અમલ

દરેક મહિને શરૂ ચાંદની તારીખે એક બેઠકમાં ૪૧૦૦૦ (એકતાલીસ હઝાર) વખત **'યા વારિસુ'** પઢવું. અલ્લાહ તઆલાના ફઝલથી ઈન્શા અલ્લાહ જીંદગી લાંબી થશે.

### રૂહાની તરક્કી

## ૧૮૫ ઝાહિરી અને બાતિની (રૂહાની) દૌલત અને તરક્કી હાસિલ થવા માટે અમલ

જે માણસ પહેલે અને છેલ્લે ૧૧–૧૧ (અગિયાર–અગિયાર) વખત દુરૂદ શરીફ પઢી વચમાં ૧૧૧૧ (એક હઝાર એક સો અગિયાર) વખત **'યા મુગ્ની'** વઝીફો પઢશે તો અલ્લાહ તઆલા એને ઝાહિરી અને બાતિની ગિના અતા ફરમાવશે. ફજર યા ઈશાની નમાઝ

પછી પઢે, એની સાથે સૂરએ 'મુઝ્ઝમ્મિલ' પણ પઢે.

### ૧૮૬ અલ્લાહની નિકટતા મેળવવા માટે અમલ

જે મુરીદ અથવા સાલિક કોઈ મકામ ઉપર મક્કમ રહેતો ન હોય તો જુમ્અહની રાતે ગુસલ કરી એહરામની જેમ લુંગી અને ચાદર બાંધી ઊભો થઈ આકાશ તરફ નિગાહ ઉઠાવી ૧૦૦૦ (એક હઝાર) વખત **'યા દાઈુ'** પઢે અને સાત જુમ્અહ સુધી એ જ મુજબ કરતો રહે. ઈન્શા અલ્લાહ જરૂર સાહિબે મકામ થશે અને મક્કમતા આવશે.

## <u>મોત</u>

### ૧૮૭ સારું (ઈમાન પર) મોત થવા માટે પ્રથમ અમલ

ફજરની સુન્નત અને ફર્ઝ નમાઝ દરમિયાન જે માણસ ૧૨૧ (એક સો એકવીસ) વખત **'યા અલ્લાહુ યા રહમાનુ'** પઢશે તો ઈન્શા અલ્લાહ ખાતિમો ખેરની સાથે થશે. મુશ્કિલ આસાન થશે; એ મુજર્રબ (અનુભવસિદ્ધ) અમલ છે.

### ૧૮૮ સારું (ઈમાન પર) મોત થવા માટે બીજો અમલ

દરરોજ ૧૦૦૦ (એક હઝાર) વખત **'યા આખિરુ'** પઢવાથી ઈન્શા અલ્લાહ દિલથી ગયરુલ્લાહની મુહબ્બત દૂર થઈ જશે અને સારું મોત આવશે.

### ૧૮૯ સારું (ઈમાન પર) મોત થવા માટે ત્રીજો અમલ

કોઈ માણસ પોતાનો અંત ઈમાનની સાથે આવે એવી ઈચ્છા ધરાવતો હોય તો તે સવાર–સાંજ **'યા અહદુ'** ૪૧ (એકતાલીસ)

વખત પઢે. ઈન્શા અલ્લાહ તેનો ખાતિમહ જરૂર ખૈરની સાથે થશે.

## ૧૯૦ સારું (ઈમાન પર) મોત થવા માટે ચોથો અમલ

સૂર્યોદય વખતે ૧૦૦ (સો) વખત **'યા વારિસુ'** પઢવાથી રંજ–ગમથી રક્ષણ મળશે અને ઈન્શા અલ્લાહ સારું મોત આવશે.

## ૧૯૧ અચાનક મોતથી હિફાઝત માટે અમલ

જે કોઈ **'યા બસીરુ'**ને અસરની નમાઝ પછી સાત વખત પઢશે તે માણસ ઈન્શા અલ્લાહુ તઆલા અણધારી અચાનક મોતથી બચેલો રહેશે અને જે માણસ હંમેશા અસર પછી **'યા બસીરુ'**ને પઢતો રહેશે, ઈન્શા અલ્લાહુ તઆલા આખી જીંદગી આફત અને અચાનક મોતથી બચશે.

## કબર

## ૧૯૨ કબરના અઝાબથી હિફાઝત માટે અમલ

જે કોઈ જુમ્અહની નમાઝ બા'દ ૧૦ (દસ) વખત **'યા મુહ્સી'** પઢશે તો કબ્ર અને આખિરતના અઝાબથી ઈન્શા અલ્લાહ નિડર રહેશે.

## ૧૯૩ કબરમાં દફન થવા બા'દ રૂહને 'રિયાઝુલ્ કુદ્સ'નો ઉચ્ચ મકામ મળવા માટે અમલ

જે કોઈ દરેક જુમ્અહના ૧૦૦ (સો) વખત **'યા બારિઉ'**નો ઝિક્ર કરશે અલ્લાહ તઆલા તે માણસને કબ્રમાં દફન થયા પછી 'રિયાઝુલ્ કુદ્દૂસ'ની તરફ ઈન્શા અલ્લાહ ઉઠાવી લેશે અને કબ્રમાં છોડશે નહિ.

## આખિરત

### ૧૯૪ મગફિરત માટેનો પ્રથમ અમલ

જે માણસ જુમ્અહની નમાઝ બા'દ **'યા ગફ્ફારુ ઈગ્ફિર્ લી ઝુનૂબી'** ૧૦૦ (સો) વખત પઢશે તો અલ્લાહ તઆલા તેનું નામ બખ્શિશ થયેલ લોકોમાં ઈન્શા અલ્લાહ દાખલ કરશે.

### ૧૯૫ મગફિરત માટેનો બીજો અમલ

જે માણસ અસરની નમાઝ બા'દ દરરોજ **'યા ગફ્ફારુ ઈગ્ફિર્ લી'** પઢશે તો અલ્લાહ તઆલા એને બખ્શાયેલ લોકોની જમાઅતમાં ઈન્શા અલ્લાહ દાખલ કરશે.

### ૧૯૬ મગફિરત માટેનો ત્રીજો અમલ

સજદહમાં ત્રણ વખત **'રબ્બિગ્ફિર્ લી'** પઢવાથી આગલા–પાછલા ગુનાહ ઈન્શા અલ્લાહ માફ થઈ જશે.

### ૧૯૭ મગફિરત માટેનો ચોથો અમલ

**'યા અફુવ્વુ'**ને વધુ પ્રમાણમાં પઢનારના ગુનાહોને અલ્લાહ તઆલા ઈન્શા અલ્લાહ માફ કરી દેશે.

### ૧૯૮ અલ્લાહના મિલન માટેનો અમલ

જે અલ્લાહવાળાને અલ્લાહ તઆલાના મિલનનો શોખ અને તમન્ના હોય તો એક ચિલ્લાહ (ચાલીસ દિવસ)માં સવા લાખ વખત **'યા વાહિદુ'** પઢે. ઈન્શા અલ્લાહ, કલ્બી મિલન એક ચિલ્લાહમાં

હાસિલ થશે. **'ઝાલિ–ક ફઝલુલ્લાહિ યુઅ્તીહી મંય્યશાઉ વલ્લાહુ ઝુલ્ ફઝલિલ્ અઝીમ'**

## ૧૯૯ અલ્લાહના મહબૂબ બનવા માટેનો અમલ

દરરોજ **'યા વદૂદુ'**નો ૧૦૦૦ (એક હઝાર) વખત ઝિક્ર કરનાર ઈન્શા અલ્લાહ અલ્લાહ તઆલાનો મહબૂબ બની જશે.

## ૨૦૦ તમામ નેક આ'માલ કબૂલ થવાનો પહેલો અમલ

જુમ્અહની રાતે ૧૦૦૦ (એક હઝાર) વખત **'યા બાકી'** પઢવાથી ઈન્શા અલ્લાહ તમામ નેક કામ મકબૂલ થશે.

## ૨૦૧ તમામ નેક આ'માલ કબૂલ થવાનો બીજો અમલ

જો કોઈ માણસ ફજરની નમાઝ બા'દ ૧૦૦ (સો) વખત અને ઈશાની નમાઝ બા'દ ૧૦૦ (સો) વખત **'યા રશીદુ'** પઢશે તો તેના રાત–દિવસના અમલો અલ્લાહ તઆલા પોતાના ફઝલથી કબૂલ ફરમાવશે અને ઈન્શા અલ્લાહ તેને 'મુકર્રબીન'નો મર્તબો હાસિલ થશે.

## ૨૦૨ સાચી તવબહ નસીબ થવા માટે પ્રથમ અમલ

**'યા મુઅખ્ખિરુ'**ને વધુ વખત પઢવાથી ઈન્શા અલ્લાહ સાચી તવબહ નસીબ થશે.

## ૨૦૩ સાચી તવબહ નસીબ થવા માટે બીજો અમલ

ચાશ્તની નમાઝ પછી **'યા તવ્વાબુ'**ને ૩૬૦ (ત્રણસો સાંઠ) વખત અથવા ૧૦૭ (એકસો સાત) વખત પઢવાથી ઈન્શા અલ્લાહ સાચી તવબહ નસીબ થશે.

### ૨૦૪ અલ્લાહના તા'બેદાર બનવા માટે અમલ

હર વખતે **'યા મુકદ્દિમુ'**નો વિર્દ રાખનાર ઈન્શા અલ્લાહ, અલ્લાહ તઆલાનો તા'બેદાર બની જશે.

## ચોથો વિભાગ

## જાદૂ, જિન્નાત, બુરી નઝર, શયતાન

### જાદૂ

### ૨૦૫ જાદૂની અસર દૂર કરવા માટે અમલ

જે માણસ જાદૂના કારણે અવરત પર શકિતમાન ન હોય તો એવા માણસને ચીનીના વાસણ પર **'યા કહ્હારુ'** લખીને પીવડાવવામાં આવશે તો ઈન્શા અલ્લાહ જાદૂ દૂર થઈ જશે.

### ૨૦૬ જાદૂ, જિન, ભૂતથી હિફાઝત માટે અમલ

જે કોઈ ફજર અને મગરિબની નમાઝ બા'દ ૨૧ (એકવીસ) વખત **'યા કાબિઝુ'** હંમેશા પઢયા કરશે તેના ઉપર કોઈ જાદૂની અસર ઈન્શા અલ્લાહ ન થશે. કોઈ જિન, ભૂતની અસર થશે નહિ તથા કોઈ માણસની બદદુઆ (શ્રાપ) તેના હકમાં કારગર ન થશે.

### ૨૦૭ જાદૂથી હિફાઝત માટે અમલ

જે માણસને જાદૂનો ડર હોય તે ૭ (સાત) વખત **'યા મુમીતુ'** પઢીને દમ કરે. ઈન્શા અલ્લાહ કદિયે કોઈ જાદૂ અસર ન કરશે. દરેક

પ્રકારનો જાદૂ તેની પાસે આવી મરી જશે.

## જિન્નાત

### ૨૦૮ જિન, ભૂતની અસરથી હિફાઝત માટે અમલ

જેને જિન, ભૂતનો ડર લાગતો હોય તે **'યા હફીઝુ'** પાંચ વખત લખી, તા'વીઝ બનાવી બાજુએ બાંધે, કોઈ જિન, ભૂતની અસર ઈન્શા અલ્લાહ ન થશે.

### ૨૦૯ જિન, આસેબને ઘરમાંથી દૂર કરવા માટે અમલ

કોઈ ઘરમાં જિન કે આસેબનો વાસો હોય, ત્યાં રહેવાથી ડર લાગતો હોય, તો એક કોરા દીવા ઉપર સાત સ્થળે **'યા કહ્હારુ'** લખી તેલ ભરી સળગાવવામાં આવે, જે ઘરમાં એ ચિરાગ ૧૧ (અગિયાર) દિવસ બળતો રહેશે, અલ્લાહ તઆલાના ફઝલથી તે ઘરમાં કોઈ જિન અથવા સાપ વગેરે ઈજા આપનાર વસ્તુ રહેશે નહિ. અને તે મકાન બધી આફતોથી પાક રહેશે. પણ શર્ત એ છે કે મકાનમાં કોઈ છબી, પૂતળું અથવા માટીની કોઈ પ્રતિમા હોવી જોઈએ નહિ. જો કોઈ ઘરમાં એ ચિરાગ બાળવામાં આવ્યો અને ત્યાં કોઈ છબી કે પૂતળું મૌજૂદ હશે તો લાભને બદલે નુકસાન થશે.

### ૨૧૦ જિન, સાપ વગેરેને મકાનમાંથી ભગાવવાનો અમલ

ફજરની નમાઝ પછી **'યા નૂરુ'**ને ૧૧૨૧ (એક હઝાર, એકસો, એકવીસ) વખત દરરોજ પઢવું મકાનને રોશન કરે છે. જે ઘરમાં **'યા નૂરુ'** પઢવામાં આવશે ત્યાં ઈન્શા અલ્લાહ કોઈ સાપ કે ઈજા પહોંચાડનાર જિન વગેરે થોભી શકશે નહિ.

## બુરી નઝર

### ૨૧૧ નઝર લાગવાથી હિફાઝત માટે પહેલો અમલ

જો કોઈ માણસને ભૂંડા પાડોશીની બુરાઈની બીક લાગતી હોય તો ૭ (સાત) દિવસ સુધી દરરોજ સવાર–સાંજ ૭૦ (સિત્તેર) વખત **'હસ્બિ–યલ્લાહુલ્ હસીબ'** પઢે અને એ અમલ જુમેરાતથી શરૂ કરે, ઈન્શા અલ્લાહ વર્ષ દિવસ સુધી દરેક બલાથી રક્ષિત રહેશે.

### ૨૧૨ બુરી નઝરથી હિફાઝત માટે બીજો અમલ

જો કોઈ બાળકને નઝર લાગ્યા કરતી હોય તો ૭ (સાત) વખત **'યા બર્રુ'** પઢી બાળક ઉપર દમ કરશે તો ઈન્શા અલ્લાહ તે બદનઝરથી સલામત રહેશે.

### ૨૧૩ બુરી નઝરથી હિફાઝત માટે ત્રીજો અમલ

જો કોઈને પોતાના બાળકને નઝર લાગી જવાનો અંદેશો રહેતો હોય તો ૭ (સાત) વખત **'યા માનિઉ'** કોઈ તાંબાની પતરી ઉપર કોતરાવી તા'વીઝની રીતે તે બાળકના ગળામાં નાંખે. ઈન્શા અલ્લાહ કદિયે નઝર લાગશે નહિ.

### ૨૧૪ બુરી નઝરથી હિફાઝત માટે ચોથો અમલ

જો કોઈને પોતાને કે પોતાના બાળકને નઝર લાગવાનો અંદેશો હોય તો ૧૧ (અગિયાર) વખત **'યા હફીઝુ'** કાગળ ઉપર લખી તા'વીઝ બનાવી ગળામાં બાંધે. ઈન્શા અલ્લાહ કદીયે નઝર લાગશે નહિ.

## શયતાન

### ૨૧૫ શયતાનના ફિત્નાથી હિફાઝત માટે અમલ

જે માણસ '**યા મુઅ્મિનુ**' ૧૦૦૧ (એક હઝાર એક) વખત લખી તા'વીઝ બનાવી પોતાની પાસે રાખશે તો શયતાનના ફિત્નાથી તેનું રક્ષણ થશે, કોઈ દુશ્મન તેના ઉપર ઈન્શા અલ્લાહ કાબૂ મેળવી શકશે નહિ.

## પાંચમો વિભાગ

**આફત, બલા, મુસીબત, મુશ્કેલી, દુશ્મન, ઝાલિમ, બુરી વ્યક્તિઓ**

## આફત, બલા, મુસીબત, મુશ્કેલીથી હિફાઝત માટે

### ૨૧૬ આસમાની આફતોથી હિફાઝત માટે પ્રથમ અમલ

કોઈ પણ આસમાની આફત વખતે '**યા વકીલુ**'ને વધુ પ્રમાણમાં પઢી એને પોતાનો વકીલ બનાવી લેવાથી ઈન્શા અલ્લાહ દરેક આફતથી હિફાઝત થશે.

### ૨૧૭ આસમાની આફતોથી હિફાઝત માટે બીજો અમલ

જે માણસ મગરિબની નમાઝ બા'દ ૧૦૦૦ (એક હઝાર) વખત '**યા અદ્લુ**'નો વિર્દ કરશે તે ઈન્શા અલ્લાહ દરેક પ્રકારની આકાશી આફતોથી રક્ષિત રહેશે.

## ૨૧૮ વરસાદ, તોફાન, ગ્રહણથી હિફાઝતનો પ્રથમ અમલ

જો કોઈ ઠેકાણે વરસાદનું તોફાન કે વાવાઝોડું થવાનું જણાય તો **'યા ઝાહિરુ'** પઢવું ઈન્શા અલ્લાહ ઘણું લાભકારક છે.

## ૨૧૯ વરસાદ, તોફાન, ગ્રહણથી હિફાઝતનો બીજો અમલ

**'અલ્લાહુ નૂરુસ્સમાવાતિ વલ્ અર્દિ યા નૂરુ'** એ મુજબ ૧૦૦૦ (એક હઝાર) વખત પઢવું વરસાદના તોફાનના અંધકારને અલ્લાહ તઆલાના હુકમથી દૂર કરે છે. સૂર્ય ગ્રહણ અને ચંદ્ર ગ્રહણ વખતે ઉપરની આયત અને **'યા નૂરુ'** ઉપર મુજબ મેળવી અગણિત વખત પઢવું ઈન્શા અલ્લાહ ઘણું જ લાભકારક છે.

## ૨૨૦ દરેક આફત, બલા, મુશ્કેલી, મુસીબતથી હિફાઝત માટે પ્રથમ અમલ

જો કોઈ માણસ આફત, મુસીબત વગેરેમાં સપડાય તો બે રકા'ત નફિલ નમાઝ પઢી પોતાનો મકસદ દિલમાં રાખીને ૧૦૦ (સો) વખત **'યા લતીફુ'** પઢવાથી ઈન્શા અલ્લાહ મકસદ પૂરો થશે.

## ૨૨૧ દરેક આફત, બલા, મુશ્કેલી, મુસીબતથી હિફાઝત માટે બીજો અમલ

જે માણસ ગુસલ કરી કિબ્લહ રુખ બેસી ૧૧૧૫ (એક હઝાર, એક સો, પંદર) વખત **'યા મુહય્મિનુ'** દરરોજ પઢશે તો ઈન્શા અલ્લાહ દુનિયાની બધી આફતોથી રક્ષિત રહેશે.

## ૨૨૨ દરેક આફત, બલા, મુશ્કેલી, મુસીબતથી હિફાઝત માટે ત્રીજો અમલ

**'યા વાલિયુ'**નો વધુ વિર્દ રાખનાર ઈન્શા અલ્લાહ આકસ્મિક આફતોથી સુરક્ષિત રહેશે.

## ૨૨૩ દરેક આફત, બલા, મુશ્કેલી, મુસીબતથી હિફાઝત માટે ચોથો અમલ

જે માણસ વધારે પ્રમાણમાં **'યા રહમાનુ'**નો વિર્દ રાખશે તો ઈન્શા અલ્લાહ દુન્યવી આફતોથી સુરક્ષિત રહેશે.

## ૨૨૪ દરેક આફત, બલા, મુશ્કેલી, મુસીબતથી હિફાઝત માટે પાંચમો અમલ

જે માણસ **'યા સલામુ'**નો હંમેશા ઝિક્ર કરતો રહેશે તો ઈન્શા અલ્લાહ તમામ પ્રકારની આફતોથી સુરક્ષિત રહેશે.

## ૨૨૫ દરેક આફત, બલા, મુશ્કેલી, મુસીબતથી હિફાઝત માટે છઠ્ઠો અમલ

જે માણસ **'યા ખાલિકુ'**ને સાત દિવસ સુધી ૧૦૦ (સો) વખત સતત પઢશે તો ઈન્શા અલ્લાહ તે માણસ તમામ પ્રકારની આફતોથી સુરક્ષિત રહેશે.

## ૨૨૬ દરેક આફત, બલા, મુશ્કેલી, મુસીબતથી હિફાઝત માટે સાતમો અમલ

જે માણસ દરરોજ દરેક નમાઝ પછી **'યા રહીમુ'** પઢશે તો દુનિયાની સઘળી આફતોથી ઈન્શા અલ્લાહ સુરક્ષિત રહેશે.

### ૨૨૭ દરેક આફત, બલા, મુશ્કેલી, મુસીબતથી હિફાઝત માટે આઠમો અમલ

જે માણસ જુમ્અહની નમાઝ પછી રોટલી પર **'સુબ્બૂહુન્ કુદ્દૂસુન્ રબ્બુના વ રબ્બુલ્ મલાઈ-કતિ વર્રૂહ'** લખીને ખાશે તો અલ્લાહ એ માણસને આપત્તિઓથી ઈન્શા અલ્લાહ સુરક્ષિત રાખશે.

### ૨૨૮ દરેક આફત, બલા, મુશ્કેલી, મુસીબતથી હિફાઝત માટે નવમો અમલ

જુમ્અહની રાતે ૧૦૦ (સો) વખત **'યા દાર્રુ'** પઢવાથી ઈન્શા અલ્લાહ તમામ આફતોથી રક્ષણ મળશે.

### ૨૨૯ દરેક આફત, બલા, મુશ્કેલી, મુસીબતથી હિફાઝત માટે દસમો અમલ

જે માણસ સૂર્યોદય પહેલાં **'યા સબૂરુ'**ને ૧૦૦ (સો) વખત પઢશે તો તે દિવસે દરેક મુસીબતથી ઈન્શા અલ્લાહ સુરક્ષિત રહેશે.

### ૨૩૦ દરેક આફત, બલા, મુશ્કેલી, મુસીબતથી હિફાઝત માટે અગિયારમો અમલ

જે માણસ કોઈ પણ પ્રકારની આફતમાં આવી પડે તો ૧૦૨૦ (એક હઝાર વીસ) વખત **'યા સબૂરુ'**ને પઢે. ઈન્શા અલ્લાહ એનાથી નજાત મળશે અને દિલી શાંતિ નસીબ થશે.

## ૨૩૧ દરેક આફત, બલા, મુશ્કેલી, મુસીબતથી હિફાઝત માટે બારમો અમલ

જે માણસ ફજરની નમાઝ બા'દ ૧૦ (દસ) વખત **'યા મુહ્સી'** પઢશે તો આખો દિવસ ઈન્શા અલ્લાહ, અલ્લાહ તઆલાના રક્ષણ હેઠળ રહેશે.

## ૨૩૨ દરેક નુકસાનથી હિફાઝત માટે અમલ

જુમ્અહની રાતે **'યા બાકી'** ૧૦૦૦ (એક હઝાર) વખત પઢવાથી ઈન્શા અલ્લાહ નુકસાનથી રક્ષણ મળશે.

## આફત, બલા, મુસીબત, મુશ્કેલી દૂર થવા માટે

## ૨૩૩ મુસીબત અને મુશ્કેલી દૂર થવા માટે પહેલો અમલ

મગરિબ અને ઈશા દરમિયાન **'યા વારિસુ'** ૧૦૦૦ (એક હઝાર) વખત પઢવાથી ઈન્શા અલ્લાહ દરેક પ્રકારની મૂંઝવણ અને પરેશાની દૂર થઈ જશે.

## ૨૩૪ મુસીબત અને મુશ્કેલી દૂર થવા માટે બીજો અમલ

દરેક સંકટ અને મુસીબત માટે **'યા અરહમર્ રાહિમીન'**નો વિર્દ રાખવો તમામ આફતોનો અકસીર ઈલાજ છે.

હઝરત ઝૈદ રદિયલ્લાહુ તઆલા અન્હુને એક વખત એક નિર્દય ડાકૂએ પકડી તેમને કત્લ કરવાનો ઈરાદો કર્યો. એમણે એ સંકટ સમયે ત્રણ વખત **'યા અરહમર્ રાહિમીન'** જીભથી ઉચ્ચાર્યા કે અલ્લાહ

તઆલાએ આકાશથી એક ફરિશ્તો મોકલ્યો, જેણે ઘણી જ સત્વરે પહોંચી પેલા ડાકૂને કત્લ કરી નાંખ્યો, અને તેમને છુટકારો અપાવ્યો.

## ૨૩૫ આફત, બલા, મુસીબત, મુશ્કેલી દૂર થવા ત્રીજો અમલ

કોઈ આફત આવે તો **'યા કાદિરુ'** ૪૧ (એકતાલીસ) વખત પઢવાથી ઈન્શા અલ્લાહ તે આફત દૂર થઈ જશે.

## ૨૩૬ આફત, બલા, મુસીબત, મુશ્કેલી દૂર થવા ચોથો અમલ

જે કોઈ ૪૧ (એકતાલીસ) વખત **'યા રહમાનુદ્ દુન્યા વ રહીમહા'** પઢશે તો તેની અટકેલી મુશ્કેલીઓ ઈન્શા અલ્લાહ દૂર થશે અને કોઈ હાજત તેની અટકેલી રહેશે નહિ.

## ૨૩૭ આફત, બલા, મુસીબત, મુશ્કેલી દૂર થવા પાંચમો અમલ

દરેક ફર્ઝ નમાઝ પછી **'યા રાફિઉ'** ૨૧ (એકવીસ) વખત હંમેશા પઢતો રહેશે તો ઈન્શા અલ્લાહ કોઈ હાજત અટકેલી ન રહેશે.

## ૨૩૮ આફત, બલા, મુસીબત, મુશ્કેલી દૂર થવા છઠ્ઠો અમલ

જો કોઈને કંઈ મુશ્કેલી આવી પડે તો ૪૧ (એકતાલીસ) વખત **'યા કાદિરુ'** પઢે. ઈન્શા અલ્લાહ મુશ્કેલી દૂર થશે અને કામ સહેલું થઈ જશે.

## ૨૩૯ આફત, બલા, મુસીબત, મુશ્કેલી દૂર થવા સાતમો અમલ

કોઈ માણસની કંઈ જરૂરત અટકી પડે અને તે માણસ લાચાર અને નિરૂપાય બને, અને તે માટે છૂટકારાની કોઈ તદબીર કે રીત ન સૂઝે તો જુમ્અહની રાત્રે ૪૦૦૦ (ચાર હઝાર) વખત **'યા અવ્વલુ'** પઢે. ત્રણ જુમ્અહ સતત આ મુબારક નામને પઢવામાં આવે તો અલ્લાહ તઆલાના ફઝલથી બધી મુશ્કેલીઓ ટળી જશે. જે માણસ ૪૦ (ચાલીસ) જુમ્અહ સુધી સતત પઢતો રહેશે તે બેશુમાર કામિયાબીઓનો માલિક બનશે.

## ૨૪૦ આફત, બલા, મુસીબત, મુશ્કેલી દૂર થવા આઠમો અમલ

જો કોઈ માણસ **'યા રશીદુ'**ને ૧૦૦૦ (એક હઝાર) વખત હંમેશા પઢશે તો વગર મહેનતે અને વિના તદબીરે એના બધા કામ ખૈરિયતથી પૂરા થશે.

## ૨૪૧ મુસીબત અને ગમથી મુક્તિ માટે નવમો અમલ

કોઈ પણ ગમ, મુસીબત યા મુશ્કેલી વખતે **'યા બદીઅસ્સમાવાતિ વલ્ અર્દિ'** પઢવાથી ઈન્શા અલ્લાહ છૂટકારો નસીબ થશે.

## ૨૪૨ બન્ને જહાનની પરેશાનીઓ દૂર થવા માટે અમલ

**'હસબુનલ્લાહુ વ નિઅ્મલ્ વકીલ'** વધુ પ્રમાણમાં પઢવાથી

(ઈ. અ.) દુનિયા અને આખિરતની સઘળી પરેશાનીઓ દૂર થઈ જશે.

## દુશ્મન

### ૨૪૩ દુશ્મનથી હિફાઝત માટે પ્રથમ અમલ

કોઈ મુસીબત અથવા દુશ્મનનો ભય હોય તો **'અર્રહમાનુ ર્રહીમ'**નો વધુ ઝિક્ર કરવો અથવા લખીને બાંધવું. અલ્લાહ તઆલા દુશ્મનથી ઈન્શા અલ્લાહ પનાહ આપશે.

### ૨૪૪ દુશ્મનથી હિફાઝત માટે બીજો અમલ

જે માણસ **'યા કુદ્દૂસુ'**નો પુષ્કળ ઝિક્ર કરશે તેને અલ્લાહ તઆલા દુશ્મનથી સુરક્ષિત રાખશે.

### ૨૪૫ દુશ્મનથી હિફાઝત માટે ત્રીજો અમલ

**'યા રાફિઉ'**ને ૭૦ (સિત્તેર) વખત પઢનાર ઈન્શા અલ્લાહ દુશ્મનોથી સુરક્ષિત રહેશે.

### ૨૪૬ દુશ્મનથી હિફાઝત માટે ચોથો અમલ

જે માણસનો કોઈ ખાસ દુશ્મન હોય તો ૭૫ (પંચોતેર) વખત **'યા મુઝિલ્લુ'** પઢી, સજદહમાં એ દુશ્મનનું નામ લઈને દુઆ કરશે તો ઈન્શા અલ્લાહ દુઆ કબૂલ થશે.

### ૨૪૭ દુશ્મનથી હિફાઝત માટે પાંચમો અમલ

જે માણસ બે રકા'ત નમાઝ પઢી ૧૦૦ (સો) વખત **'યા કાદિરુ'** પઢશે (અને તે હક પર હશે) તો અલ્લાહ તઆલા એના

દુશ્મનોને ઈન્શા અલ્લાહ અપમાનિત કરશે.

## ૨૪૮ દુશ્મનથી હિફાઝત માટે છઠ્ઠો અમલ

યુદ્ધ વખતે '**યા મુકદ્દિમુ**'ને વધુ પ્રમાણમાં પઢવાથી આગળ ધપવાની તાકાત નસીબ થશે અને ઈન્શા અલ્લાહ દુશ્મનોથી રક્ષણ મળશે.

## ૨૪૯ દુશ્મનથી હિફાઝત માટે સાતમો અમલ

કોઈ માણસ '**યા માલિકુ યા કુદ્દૂસુ**' મેળવી બન્ને નામો ૧૦૦૦ (એક હઝાર) વખત દરરોજ અંધારામાં પઢશે તો કોઈ દુશ્મન તેની ચાડી ખાશે તો તે પોતે જ નીચું જોશે અથવા જલ્દી મરી જશે. આ વઝીફો પઢનારની ઈઝ્ઝત–આબરૂમાં ઈન્શા અલ્લાહ વૃદ્ધિ જ થતી જશે.

## ૨૫૦ દુશ્મનથી હિફાઝત માટે આઠમો અમલ

જે માણસ કોઈ પણ પ્રકારની આફતમાં આવી પડે તો ૧૦૨૦ (એક હઝાર, વીસ) વખત '**યા સબૂરુ**' પઢે. ઈન્શા અલ્લાહ એનાથી નજાત પામશે અને દિલી શાંતિ નસીબ થશે.

## ૨૫૧ દુશ્મનથી હિફાઝત માટે નવમો અમલ

ફજરની સુન્નત પછી ફર્ઝ રકા'તો પહેલાં જે માણસ ૧૦૦ (સો) વખત ૧૧ (અગિયાર) દિવસ સુધી '**યા કહ્હારુ**' પઢશે તો જે દુશ્મન સામે આવશે તે ઈન્શા અલ્લાહ નીચું જોશે.

## ૨૫૨ દુશ્મનથી હિફાઝત માટે દસમો અમલ

જે માણસ **'યા ખાફિઝુ'** ૫૦૦ (પાંચસો) વખત ફજરની નમાઝ બા'દ દરરોજ પઢશે, હંમેશા અલ્લાહ તઆલાની રહમતમાં બધાં દુશ્મનોથી રક્ષિત થઈ જીવન ગુઝારશે, કોઈ દુશ્મન તેના ઉપર હુમલો કરવાનો ઈરાદો કરશે તે ઈન્શા અલ્લાહ નિષ્ફળ જશે.

## ૨૫૩ દુશ્મનથી હિફાઝત માટે અગિયારમો અમલ

જે માણસનો દુશ્મન બળવાન હોય, અને ટાળવાને અશકત હોય તો થોડોક ઘઉંનો લોટ લઈ ૧૦૦૧ (એક હઝાર એક) ગોળી બનાવે. તે પછી એક ગોળી ઉઠાવી **'યા કવિય્યુ'** પઢી ગોળી ઉપર દમ કરે, તે પછી તે ગોળી મરઘાંની સામે નાંખે અને દિલમાં દુશ્મનને ટાળવાની નિય્યત કરે. એ પ્રમાણે બધી ગોળીઓ મરઘાંને ખવડાવે. ઈન્શા અલ્લાહ ત્રણ દિવસના સતત અમલથી દુશ્મન દફે જઈ જશે.

## ૨૫૪ દુશ્મનથી હિફાઝત માટે બારમો અમલ

જે માણસ ફજરની નમાઝ પછી દરરોજ ૧૦૦ (સો) વખત **'યા હમીદુ'** પઢશે તો દુશ્મન સામે પણ આવી જશે તો ઈન્શા અલ્લાહ નીચી નિગાહ કરી ચાલ્યો જશે. કદી ગૈર વર્તણુંક ન આદરશે.

## ૨૫૫ દુશ્મન પર વિજય મેળવવા માટે અમલ

ત્રણ રોઝહ રાખી ચોથા દિવસે એક સ્થળે બેસી ૭૦ (સિત્તેર) વખત **'યા ખાફિઝુ'** પઢવાથી દુશ્મનો પર ઈન્શા અલ્લાહ વિજય મળશે.

## ૨૫૬ દુશ્મનને દૂર કરવા માટે અમલ

જે માણસ હકીકતમાં મઝલૂમ અને મગ્લૂબ (દબાયેલો) હોય તે

પોતાના ઝાલિમ અને તાકાતવર દુશ્મનને દૂર કરવાને ઈરાદે **'યા કવિય્યુ'**ને વધુ પ્રમાણમાં પઢશે તો ઈન્શા અલ્લાહ તે એનાથી સુરક્ષિત રહેશે. (નાહક અને અકારણ આ અમલ કદી ન કરે.)

## ૨૫૭ દુશ્મનથી અલ્લાહ તઆલા બદલો લે તે માટે અમલ

જે માણસ હકના પડખે હોય પરંતુ દુશ્મનથી બદલો લેવાની શકિત ન ધરાવતો હોય તો ત્રણ જુમ્અહ સુધી વધુ પ્રમાણમાં **'યા મુન્તકિમુ'** પઢયા કરે, અલ્લાહ તઆલા પોતે એના દુશ્મનથી ઈન્શા અલ્લાહ બદલો લઈ લેશે.

## ૨૫૮ દુશ્મનને નરમ કરવા માટે અમલ

ફજરની નમાઝ પછી ૫૦૦ (પાંચસો) વખત **'યા રહીમુ'** શુદ્ધ ભાવે પઢનાર ઉપર બધી સૃષ્ટિ મહેરબાન થશે. જો દુશ્મન પણ સામે આવી જશે તો ઈન્શા અલ્લાહ નરમ થઈ જશે.

## ૨૫૯ દુશ્મનને પરાજીત કરવા માટે પ્રથમ અમલ

જે માણસ **'યા મુઅ્મિનુ'**ને ૧૦૦૧ (એક હઝાર એક) વખત લખી તા'વીઝ બનાવી પોતાની પાસે રાખશે તો શયતાનના ફિત્નાથી ઈન્શા અલ્લાહ તેનું રક્ષણ થશે. કોઈ દુશ્મન તેના ઉપર કાબૂ મેળવી શકશે નહિ.

## ૨૬૦ દુશ્મનને પરાજીત કરવા માટે બીજો અમલ

લડાઈના પ્રસંગે ૩૦૦ (ત્રણ સો) વખત **'યા ખાલિકુ'** પઢશે તો ઈન્શા અલ્લાહ એનો દુશ્મન પરાજીત થશે.

## ૨૬૧ દુશ્મનથી છુટકારો મેળવવા માટે અમલ

જે માણસ કોઈ દુશ્મનનો દબેલો હોય તે માણસ ત્રણ જુમ્અહ સુધી દરેક જુમ્અહના દિવસે ૭૦૦૦ (સાત હઝાર) વખત **'યા મુન્તકિમુ'** પઢશે તો ઈન્શા અલ્લાહ એ અરસામાં દુશ્મનના પંજામાંથી છુટકારો મેળવશે.

## ૨૬૨ દુશ્મનને તા'બે કરવા માટે અમલ

દુશ્મનને તા'બે કરવા **'યા બાકી'**ને શનિવારના દિવસે ઝવાલના વખતથી લઈને ઝોહરની નમાઝ સુધી ૭૦૦૦ (સાત હઝાર) વખત પઢવું ઘણું જ લાભકારક છે.

## ૨૬૩ દુશ્મનથી મુક્તિ મેળવવા માટે અમલ

જે માણસ રાતે અને દિવસે બાર વાગ્યે ૫૦૦૦ (પાંચ હઝાર) વખત **'યા મુન્તકિમુ'**ને પઢશે તો ઘણી જલ્દી દુશ્મન બરબાદ થઈ જશે અને પઢનાર ઈન્શા અલ્લાહ જલ્દી છુટકારો મેળવશે.

# ઝાલિમ અને બુરી વ્યક્તિઓ

## ૨૬૪ ઝાલિમોના ઝુલ્મથી હિફાઝત માટે પ્રથમ અમલ

જે માણસ દરરોજ સવાર–સાંજ ૨૨૬ (બસો છવ્વીસ) વખત **'યા જબ્બારુ'** પઢશે તે ઈન્શા અલ્લાહ ઝાલિમોના દમન અને ઝુલ્મથી સુરક્ષિત રહેશે.

## ૨૬૫ ઝાલિમોના ઝુલ્મથી હિફાઝત માટે બીજો અમલ

જે માણસ 'યા સમદુ'ને ઈશાની નમાઝ પછી ૧૧૫ (એક સો પંદર) વખત દરરોજ પઢશે તો ઈન્શા અલ્લાહ તે કદીયે કોઈ ઝાલિમના પંજામાં સપડાશે નહિ.

## ૨૬૬ ઝાલિમોના ઝુલ્મથી હિફાઝત માટે ત્રીજો અમલ

જે માણસ ૭૫ (પંચોતેર) વખત 'યા મુઝિલ્લુ' પઢી સિજદામાં પડી દુઆ ગુઝારશે તો હાસિદો (ઈર્ષા કરનારાઓ), દુશ્મનો અને ઝાલિમોની બુરાઈથી ઈન્શા અલ્લાહ સુરક્ષિત રહેશે.

## ૨૬૭ ઝાલિમથી મુક્તિ માટે અમલ

કોઈ ઝાલિમ પર 'યા તવ્વાબુ' ૧૦ (દસ) વખત પઢી દમ કરવાથી ઈન્શા અલ્લાહ એનાથી છૂટકારો નસીબ થશે.

## ૨૬૮ લોકો તકલીફ આપે અને ગીબત કરે તેનાથી હિફાઝત માટે અમલ

જે માણસ 'યા જબ્બારુ'ની પાબંદી કરશે તો લોકોની તકલીફથી અને ગીબતથી સુરક્ષિત રહેશે અને અલ્લાહ તઆલા એને માનવંત અને ધનવાન કરશે.

## ૨૬૯ બુરી વ્યક્તિ પાસે પોતાનો હક મેળવવા માટે અમલ

જે માણસનો બીજાના શિરે હક નીકળતો હોય અને તે અદા કરતો ન હોય તો 'યા મુઝિલ્લુ'નો વધુ પ્રમાણમાં ઝિક્ર કરવાથી ઈન્શા અલ્લાહ તે એનો હક અદા કરી દેશે.

### ૨૭૦ ચોર–ડાકૂ, બુરી વ્યક્તિ અને વસ્તુથી હિફાઝત માટે પ્રથમ અમલ

ચોર–ડાકૂ અથવા કોઈ પણ બુરા માણસ અથવા વસ્તુની બીક હોય તો જુમેરાતથી શરૂ કરી આઠ દિવસ સુધી સવાર–સાંજ ૭૦ (સિત્તેર) વખત **'હસ્બિયલ્લાહુલ્ હસીબ'** પઢનાર દરેક વસ્તુની બુરાઈથી અને દરેક બલાથી આખું વર્ષ ઈન્શા અલ્લાહ સુરક્ષિત રહેશે.

### ૨૭૧ ચોર–ડાકૂથી હિફાઝત માટે બીજો અમલ

જો કોઈને ચોર–ડાકૂઓનો ભય હોય તો **'યા વકીલુ'**નો વિર્દ કરે. ઈન્શા અલ્લાહ કોઈ તકલીફ યા નુકસાન પહોંચશે નહિ.

## માલ–મિલ્કત અને જાનની હિફાઝત

### ૨૭૨ મકાનની હિફાઝત માટે અમલ

કોરા કૂજા ઉપર **'યા વાલિયુ'** લખી તેમાં પાણી ભરી મકાનમાં ચારે દીવાલો પર છાંટવાથી તે મકાન ઈન્શા અલ્લાહ દરેક આફતોથી સુરક્ષિત રહેશે.

### ૨૭૩ મકાન અને તેમાં રહેનારાઓની હિફાઝત માટે અમલ

જે પોતાના રહેવાના મકાનના મથાળે ૩ (ત્રણ) જગ્યાએ **'યા અલ્લાહુ'** લખશે તો જયાં સુધી એ મુબારક નામ ત્યાં લખેલું કાયમ રહેશે ત્યાં સુધી કદીયે તે મકાનમાં દબી જઈ કોઈ મરણ પામશે નહિ, કદી ઊંઘતા કે જાગતામાં એ મકાન માણસો ઉપર તૂટીને પડશે નહિ.

જયારે એ મકાન સ્વેચ્છાએ તોડી પાડવામાં આવશે અથવા જયારે ખાલી હશે ત્યારે તૂટશે, કોઈ ઈન્સાનનું અચાનક મૌત આ મકાનમાં અકસ્માતથી ઈન્શા અલ્લાહ થશે નહિ.

### ૨૭૪ મકાનની ધરતીકંપથી હિફાઝત માટે અમલ

જે મકાનના મથાળે અથવા દીવાલ ઉપર**'યા ઝાહિરુ'** લખવામાં આવે તો તે મકાન અથવા દીવાલ ધરતીકંપના અકસ્માતથી ઈન્શા અલ્લાહ સલામત રહેશે.

### ૨૭૫ મકાન ઉપર વીજળી પડવાથી હિફાઝતનો અમલ

જો કોઈ મકાન પર વિજળી પડવાનો ભય હોય તો ૭ (સાત) વખત **'યા વકીલુ'** લખી મકાનના મથાળે ચોંટાડી દેવામાં આવે. ઈન્શા અલ્લાહ કદી તે ઘર ઉપર વીજળી પડશે નહિ.

### ૨૭૬ મકાન કદી વેરાન ન થાય તે માટે અમલ

જે માણસ ચાહે કે તેનું આબાદ મકાન વેરાન ન થાય તે માણસ ૩૧૩ (ત્રણ સો તેર) વખત **'યા વાલિયુ'** પઢી પાણી ઉપર દમ કરી તે મકાનના ચારે ખુણાઓ ઉપર છાંટી દે તો ઈન્શા અલ્લાહ મકાન અથવા મિલ્કત કદી વેરાન કે ખાલી ન રહેશે.

### ૨૭૭ વસ્તુની હિફાઝત અને બરકત માટે અમલ

**'યા હલીમુ'**ને કાગળ પર લખી પાણીમાં ધોઈ નાંખવું. પછી એ પાણીને જે વસ્તુ પર છાંટવા કે ચોંપડવામાં આવશે તો એ વસ્તુમાં ઈન્શા અલ્લાહ બરકત થશે અને એ વસ્તુ સુરક્ષિત રહેશે.

## ૨૭૮ માલ–દૌલતની હિફાઝત માટે અમલ

પોતાના માલ–દૌલત પર દરરોજ ૭ (સાત) વખત **'યા રકીબુ'** પઢીને દમ કરવાથી તે ઈન્શા અલ્લાહ સઘળી આફતોથી સુરક્ષિત રહેશે.

## ૨૭૯ જાગીર–મિલ્કત ટકવા માટે અમલ

જે માણસ **'યા માલિકુ યા કુદ્દૂસુ'** મેળવી બન્ને નામો દરરોજ ૧૦૦૦ (એક હઝાર) વખત અંધારામાં પઢશે તો જો તે મિલ્કતદાર કે જમીનદાર હશે તો ઈન્શા અલ્લાહ તેની જાગીર–મિલ્કત કાયમ રહેશે.

## ૨૮૦ તૂટી પડેલા મકાનના કાટમાલ નીચે દબાયેલા માણસની જાનની હિફાઝત માટે અમલ

ગુસલ કરી કિબ્લહ રુખ બેસી ૧૧૧૫ (એક હઝાર, એક સો, પંદર) વખત **'યા મુહય્મિનુ'** ત્રણ દિવસ સુધી પઢનાર માણસ ઉપર કોઈ મકાનનું છાપરૂં તૂટી પડે અને તેમાં એ માણસ દબાઈ જાય તો અલ્લાહ તઆલાના ફઝલથી એ માણસ એ અકસ્માતમાંથી ઈન્શા અલ્લાહ સલામત બહાર નીકળશે.

## ખેતી અને પશુની હિફાઝત માટે

## ૨૮૧ વાડી અને ખેતરના પાકની હિફાઝત માટે અમલ

જે માણસને વાડી–બગીચામાં ફૂલો ખરી જવાનો અથવા ખેતરમાં પાક બરબાદ થઈ જવાનો ભય હોય તે માણસ દરરોજ

ફજરની નમાઝ બા'દ ૩૦૦૦ (ત્રણ હઝાર) વખત **'યા મુન્ઈમુ'** પઢે. ઈન્શા અલ્લાહ કોઈ પણ પ્રકારનું નુકસાન થશે નહિ.

## ૨૮૨ ખેતરની તીડથી હિફાઝત માટે અમલ

જો કોઈ જગ્યાએ તીડો આવ્યા હોય તો કોઈ માણસ ચાર કોરી ઠીકરીઓ (કોડીયા) ઉપર ૭ (સાત) વખત **'યા માનિઉ'** લખી તે ચારે ઠીકરીઓ ખેતરમાં ચારે ખુણાઓમાં દફન કરી દે, તો ઈન્શા અલ્લાહ એ ખેતર ઉપર તીડો પડશે નહિ. તે ખેતર કે બાગ તીડોથી ઈન્શા અલ્લાહ સલામત રહેશે.

## ૨૮૩ ખેતરની હિફાઝત માટે અમલ

જો કોઈ ખેતર બરબાદ થઈ જવાનો અંદેશો હોય તો ચાર નંગ ઠીકરીઓ (કોડીયા) લઈ દરેક ઠીકરી ઉપર ત્રણ–ત્રણ વખત **'અલ્લાહુ બાકી'** લખી ખેતર કે વાડીના ખુણાઓ ઉપર એક–એક ઠીકરી દફન કરી દે. અલ્લાહના ફઝલથી તે ખેતર બરબાદીથી સલામત રહેશે.

## ૨૮૪ પશુની હિફાઝત માટે અમલ

**'યા હલીમુ'**ને કાગળ પર લખી પાણીમાં ધોઈ એ પાણીને પશુ પર છાંટવાથી કે ચોંપડવાથી ઈન્શા અલ્લાહ તે આફતોથી બચશે.

## ૨૮૫ ઘોડાની તોફાન–મસ્તી દૂર કરવા માટે અમલ

જે માણસનો ઘોડો મસ્તીખોર અને તોફાની હોય તો ચણાના લોટ ઉપર ૩૦૦ (ત્રણ સો) વખત **'યા વદૂદુ'** પઢી લોટ ઉપર દમ કરી ઘોડાને ખવડાવવામાં આવે તો અલ્લાહ તઆલાના ફઝલથી ઈન્શા

અલ્લાહ ત્રણ દિવસમાં તે સર્વ મસ્તી–તોફાન ભૂલી જશે.

## પોતાની ઝાત અને પરિવારની હિફાઝત

### ૨૮૬ બાલ–બચ્ચાં અને માલ–દૌલતની હિફાઝત માટે અમલ

પોતાના બાલ–બચ્ચાંઓ અને માલ–દૌલત પર દરરોજ ૭ (સાત) વખત **'યા રકીબુ'** પઢીને દમ કરવાથી ઈન્શા અલ્લાહ તે સઘળી આફતોથી સુરક્ષિત રહેશે.

### ૨૮૭ પોતાના ઝાહિર અને બાતિનની હિફાઝત માટે અમલ

**'યા મુઅ્મિનુ'** પઢવાથી અથવા લખીને પાસે રાખવાથી ઝાહિર અને બાતિન અલ્લાહ તઆલાના અમાન (હિફાઝત)માં રહેશે.

### ૨૮૮ ડર અને ખૌફથી હિફાઝત માટે અમલ

જે શખ્સ ખૌફ અને ભય વખતે ૬૩૦ (છસો ત્રીસ) વખત **'યા મુઅ્મિનુ'** પઢશે તો દરેક પ્રકારના ખૌફ અને ડરથી સુરક્ષિત રહેશે અને એના જાન તથા માલને કોઈ નુકસાન પહોંચશે નહિ.

### ૨૮૯ ડર, ખતરા અને નુકસાનથી હિફાઝત માટે અમલ

**'યા હફીઝુ'**ને વધુ પ્રમાણમાં પઢનાર અથવા લખીને પોતાની પાસે રાખનાર દરેક પ્રકારના ડર, ખતરા અને નુકસાનથી ઈન્શા અલ્લાહ સુરક્ષિત રહેશે.

# છઠ્ઠો વિભાગ

## ઘર અને સમાજ

### પતિ-પત્ની

**૨૯૦ પતિ-પત્નીમાં મુહબ્બત માટે પ્રથમ અમલ**

ખાવાની વસ્તુ પર **'યા કબીરુ'** પઢીને પતિ-પત્નીને ખવડાવાશે તો ઈન્શા અલ્લાહ પરસ્પર મુહબ્બત પેદા થશે.

**૨૯૧ પતિ-પત્નીમાં મુહબ્બત માટે બીજો અમલ**

**'યા વદૂદુ'**ને ૧૦૦૦ (એક હઝાર) વખત પઢી ખાણા પર દમ કરીને એ ખાણું પત્ની સાથે બેસીને ખાવાથી પતિ-પત્નીમાં મુહબ્બત પેદા થશે અને ઝઘડો-ટંટો હશે તો ઈન્શા અલ્લાહ દૂર થઈ જશે.

**૨૯૨ પતિ-પત્નીમાં મુહબ્બત માટે ત્રીજો અમલ**

બિસ્તર પર સૂતી વેળા ૨૦ (વીસ) વખત **'યા માનિઉ'**ને પઢવાથી ઈન્શા અલ્લાહ પતિ-પત્નીના મતભેદો દૂર થશે અને પરસ્પર પ્રેમ પેદા થશે.

**૨૯૩ પતિ-પત્નીના મતભેદ દૂર થવા માટે અમલ**

જે સ્ત્રી દરરોજ ૧૦૦૧ (એક હઝાર એક) વખત **'યા મુઅ્મિનુ'**ને પઢશે તો પોતાના પતિની બુરાઈ, દુર્ગુણ અને અસભ્યતાથી ઈન્શા અલ્લાહ બચેલી રહેશે. જો પુરૂષ પઢશે તો પોતાની પત્નીની બુરાઈ તેમજ પાડોશીની બુરાઈથી બચેલો રહેશે.

## ૨૯૪ પતિ-પત્નીએ પરસ્પરની બુરાઈથી બચવા માટે અમલ

જો પતિ-પત્ની વચ્ચે અણબનાવ હોય, અને પત્ની એમ ઈચ્છતી હોય કે પતિ સાથે સારો બનાવ કાયમ રહે, અથવા પતિ ચાહતો હોય કે પત્ની સાથે મેળાપ રહે તો ૧૦૦૧ (એક હઝાર એક) વખત કોઈ ખાવાની વસ્તુ ઉપર **'યા હકીમુ'** પઢી દમ કરવામાં આવે અને લડાકુ બદમિજાજીને ખવડાવવામાં આવે તો ઈન્શા અલ્લાહ તરત જ મેળ-મિલાપ થશે અને પરસ્પર મુહબ્બત વધશે.

## ૨૯૫ પતિ-પત્નીનો અણબનાવ દૂર થવા માટે અમલ

જે માણસ ૧૧૧ (એક સો અગિયાર) વખત **'યા વાજિદુ'**ને પઢી પાણી ઉપર દમ કરી જે માણસને એ પાણી પીવડાવશે તે માણસ ઈન્શા અલ્લાહ ઘણી મુહબ્બત રાખવા લાગશે. પતિ-પત્નીની મુહબ્બત માટે આ અમલ ઘણો લાભકારક છે.

## ૨૯૬ પતિ બદચલન હોય તો તેને સુધારવા માટે અમલ

જે ઓરતનો પતિ બદચલન અને ખરાબ સ્વભાવનો હોય, તે ઓરત ૩૦૦ (ત્રણ સો) વખત **'યા બાસિતુ'** પઢી પાણી ઉપર દમ કરી પતિને પીવડાવશે અથવા ખાવા ઉપર દમ કરી ખવડાવશે અને આ અમલ ત્રણ દિવસ સુધી કરશે તો બદમિજાઝ પતિ પત્ની સાથે ઈન્શા અલ્લાહ બુરી વર્તણુંક આદરશે નહિ.

## ૨૯૭ પતિનો ખરાબ સ્વભાવ સુધારવા માટે અમલ

જે ઓરતનો પતિ ખરાબ સ્વભાવનો હોય તે ઓરત **'યા**

વલિય્યુ'ને પઢતા–પઢતા પતિ પાસે જશે તો ઈન્શા અલ્લાહ તે મહેરબાની ભરી વર્તણુંક આદરશે.

## ૨૯૮ પતિનો કંજૂસ સ્વભાવ સુધારવા માટે અમલ

જો કોઈ ઓરતનો પતિ કંજૂસ હોય તો તે ઓરત **'યા કરીમુ'** ૧૦૦૦ (એક હઝાર) વખત પઢી પાણી ઉપર દમ કરી પિવડાવે. ત્રણ દિવસની અંદર ઈન્શા અલ્લાહ કંઈક પ્રમાણમાં સખાવતનો ગુણ પેદા થઈ જશે. અને પ્રથમની તંગ દિલીમાં ઈન્શા અલ્લાહ ઘટાડો થઈ જશે.

## ૨૯૯ પતિનો ગુસ્સાવાળો સ્વભાવ સુધારવા માટે અમલ

જો કોઈ ઓરતનો પતિ તેના ઉપર ઘણો ગુસ્સો કરતો હોય તો તે ઓરત સવાર–સાંજ **'યા માનિઉ'**ને ૨૧ (એકવીસ) વખત પઢી પતિ તરફ સામેથી અથવા પાછળથી દમ કરે. ઈન્શા અલ્લાહ થોડા જ દિવસોમાં એ બધી શિકાયતો દૂર થઈ જશે.

## ૩૦૦ પતિની કડવી વાણી સુધારવા માટે અમલ

જો કોઈ ઓરતથી તેનો પતિ કટુવાણી બોલતો હોય તો અરધી રાતે અથવા બપોરે **'યા સબૂરુ'**ને ૧૧૦૧ (એક હઝાર એક સો એક) વખત પઢી અલ્લાહ તઆલાથી દુઆ કરે, ઈન્શા અલ્લાહ ઘણી જલ્દી એક જ અઠવાડિયામાં હેતુ પ્રાપ્ત થશે. સાત દિવસ સુધી બરાબર એ અમલ કરવો જોઈએ.

## ૩૦૧ પતિ તેની પત્ની સાથે ઈન્સાફપૂર્વક વર્તન કરે તે માટે અમલ

જે માણસ પોતાની પત્નીઓમાં ઈન્સાફ ન કરી શકતો હોય, તો

૭૦૦૦ (સાત હઝાર) વખત **'યા મુકસિતુ'** પઢી ખાવાની વસ્તુ ઉપર દમ કરી, એ અન્યાયી પતિને ખવડાવવામાં આવે તો ઈન્શા અલ્લાહ તે તરત જ ઈન્સાફી સ્વભાવવાળો બની જશે.

## ૩૦૨ પતિનો પ્રેમ પ્રાપ્ત કરવા માટે અમલ

જો ઓરત પોતાના પતિ માટે ૩૦૦૦ (ત્રણ હઝાર) વખત **'યા વદૂદુ'** પઢી કોઈ પણ અત્તર ઉપર દમ કરે અને તે જ અત્તર લગાડી પતિની સામે જાય તો ઈન્શા અલ્લાહ પતિ તે ઓરતને ચાહશે.

## ૩૦૩ પતિ સાથે કદી અણબનાવ ન થાય તેનો અમલ

જયારે દુલ્હન વિદાય થઈ પોતાના પતિ સામે જાય ત્યારે ૭ (સાત) વખત **'યા રઊફુ'** પઢી લે, તો ઈન્શા અલ્લાહ પતિ આખી ઝિંદગી પત્ની ઉપર મહેરબાન રહેશે. અને કદી અણબનાવ ન થશે.

## ૩૦૪ પતિની નિગાહમાં ઉચ્ચ સ્થાન મેળવવા માટે પ્રથમ અમલ

પત્ની પતિની નિગાહથી ઉતરી ગઈ હોય તો ૧૦૦૦ (એક હઝાર) વખત **'યા ઝલ્ જલાલિ વલ્ ઈકરામ'**ને પઢશે તો ૨૧ (એકવીસ) દિવસમાં ઈન્શા અલ્લાહ પતિની નિગાહમાં ઊંચી ચઢશે.

## ૩૦૫ પતિની નિગાહમાં ઉચ્ચ સ્થાન મેળવવા માટે બીજો અમલ

જે ઓરત પોતાના પતિની નિગાહથી હલકી પડી ગઈ હોય તે :

- સાત દિવસ સુધી દરરોજ ગુસલ કરે અને બે રકા'ત નફલ નમાઝ

અદા કરે,

- એ બન્ને રકા'તોમાં અલ્હમ્દુ શરીફ અને સૂરએ 'ઈખ્લાસ' એક વખત પઢી નમાઝ ખત્મ કરે.
- તે પછી ત્રણ દિવસ ઊભા થઈ **'યા અઝીઝુ'** ૩૦૦૦ (ત્રણ હઝાર) વખત પઢે.
- ચોથા દિવસે બેસી ૫૦૦૦ (પાંચ હઝાર) **'યા અઝીઝુ'** પઢે.
- પાંચમાં, છઠ્ઠા અને સાતમા દિવસે બેસી સજદહમાં જઈ ટોટલ ૩૦૦ (ત્રણ સો) વખત **'યા અઝીઝુ'** પઢે અને દુઆ કરે,

તો તે પત્ની પતિની નજરમાં ઈન્શા અલ્લાહ ઘણી જ ઈઝઝતવાળી અને વહાલી બની જશે. આ નામની ખાસિયતો ઘણી જ ચમત્કારિક અને નવાઈ પમાડે તેવી છે.

<u>નોંધ</u> :

આ મુબારક નામનો ઉપયોગ ખોટા સંબંધ કે હરામ કાર્યો માટે કરવું સખ્ત મના છે. જો કોઈ એમ કરશે તો પરિણામે રકતપિત કે કોઢના બુરા રોગમાં સપડાઈ જશે.

### ૩૦૬ પત્નીને ફરમાંબરદાર બનાવવા માટે અમલ

જો કોઈ માણસની પત્ની નાફરમાન હોય તો તે માણસ સવારમાં પત્નીના પેશાનીના વાળ પકડી ૧૦૦૦ (એક હઝાર) વખત **'યા શહીદુ'** પઢશે તો ઈન્શા અલ્લાહ તે ફરમાંબરદાર બની જશે.

### ૩૦૭ પત્નીની બુરી આદતો સુધારવા માટે અમલ

જે માણસ પોતાની ઓરતની આદતોથી રાઝી ન હોય તો તે જયારે તેની સામે જાય ત્યારે **'યા વલિય્યુ'**ને પઢયા કરે, ઈન્શા

અલ્લાહ એની આદતો સુધરી જશે.

[આ અમલ ઓરત પણ પોતાના પતિ માટે કરે શકે છે.]

## સંતાન (બાળકો)

### ૩૦૮ બાળકોની હિફાઝત માટે પ્રથમ અમલ

બાળકના જન્મ પછી તરત ૭ (સાત) વખત **'યા બર્રુ'** પઢીને એના ઉપર દમ કરવાથી બાલિગ થતા સુધી તે બાળક સઘળી આફતોથી ઈન્શા અલ્લાહ સુરક્ષિત રહેશે.

### ૩૦૯ બાળકોની હિફાઝત માટે બીજો અમલ

પોતાના બાલ–બચ્ચાઓ પર દરરોજ ૭ (સાત) વખત **'યા રકીબુ'** પઢીને દમ કરવાથી તે સઘળી આફતોથી ઈન્શા અલ્લાહ સુરક્ષિત રહેશે.

### ૩૧૦ બાળકોની નાફરમાની દૂર કરવા માટે અમલ

જે માણસનો પુત્ર કે પુત્રી નાફરમાન હોય તે દરરોજ સવારે તેના માથા ઉપર હાથ મૂકી **'યા શહીદુ'** ૨૧ (એકવીસ) વખત પઢી બાળક ઉપર દમ કરે, પણ પઢતી વેળા પઢનારનું માથું આસમાન તરફ હોવું જોઈએ. ઈન્શા અલ્લાહ સાત દિવસમાં શરારત, મસ્તી, તોફાન મોકૂફ થઈ જશે. અને તેમાં સુધારણા પેદા થશે.

### ૩૧૧ બાળકોને ફરમાંબરદાર બનાવવા માટે અમલ

જો કોઈ માણસની અવલાદ નાફરમાન હોય તો તે સવારમાં એ અવલાદની પેશાનીના વાળ પકડી **'યા શહીદુ'** ૧૦૦૦ (એક હઝાર)

વખત પઢે. ઈન્શા અલ્લાહ તે ફરમાંબરદાર બની જશે.

## ૩૧૨ વિદ્યાર્થીનું શાળાનું પરિણામ સારું આવવા માટે અમલ

જો કોઈ વિદ્યાર્થીને પરીક્ષાનું પરિણામ ખરાબ આવવાનો અંદેશો હોય તો તે ત્રણ દિવસ સુધી વુઝૂ સાથે ૧૧૦૦૦ (અગિયાર હઝાર) વખત **'યા હસીબુ'** એક જ બેઠકમાં કિબ્લહ રુખ બેસી પઢે તો ઈન્શા અલ્લાહ પરિણામ ઈચ્છા મુજબ આવશે.

## ૩૧૩ સંતાનની શાદી માટે અમલ

જે માણસની પુત્રી કુંવારી હોય અને તેની શાદીના ખર્ચના નાણાં ન હોય અથવા કોઈ ઠેકાણેથી પેગામ (માંગું) આવતું ન હોય તો તે માણસ :

- ઈશાની નમાઝ બા'દ ૧૧ (અગિયાર) દિવસ સુધી ૧૧૦૦૦ (અગિયાર હઝાર) વખત **'યા મુગ્ની'** પઢે.
- જુમેરાતથી શરૂ કરી રવિવારના દિવસે ખત્મ કરે.

તે પછી જુએ કે કુદરતી ગૈબથી શું જાહેર થાય છે.

## ૩૧૪ બાળકના મોતનો રંજ દૂર કરવા માટે અમલ

જો કોઈ સ્ત્રીનું બાળક મરી ગયું હોય અને મા બાળકની જુદાઈમાં બેચેન હોય તો ૧૦૦૦ (એક હઝાર) વખત **'યા સબૂરુ'** પઢી પાણી ઉપર દમ કરી તે પાણી પીવડાવવું. આ અમલ બેચેન ઓરતના દિલને સબ્ર આપશે. સાત દિવસ સુધી સતત એમ કરવું અલ્લાહ તઆલા બાળકના શોકને ઈન્શા અલ્લાહ ભૂલાવી દેશે.

## પડોશી, દોસ્ત અને સગાં-સ્નેહીઓ

### ૩૧૫ ભૂંડા પડોશીથી હિફાઝત માટે અમલ

જો કોઈ માણસને ભૂંડા પડોશીની બુરાઈની બીક લાગતી હોય તો દરરોજ સાત દિવસ સુધી સવાર-સાંજ ૭૦ (સિત્તેર) વખત **'હસ્બિયલ્લાહુલ્ હસીબ'** પઢે અને એ અમલ જુમેરાતથી શરૂ કરે. ઈન્શા અલ્લાહ વર્ષ દિવસ સુધી દરેક બલાથી રક્ષિત રહેશે.

### ૩૧૬ કોઈને દોસ્ત બનાવવા માટે અમલ

કોઈ મીઠી વસ્તુ પર ૩૨૦ (ત્રણ સો વીસ) વખત **'યા કુદ્દૂસુ'** પઢીને કોઈને ખવડાવવાથી ઈન્શા અલ્લાહ તે દોસ્ત બની જશે.

### ૩૧૭ બીજાના દિલમાં મુહબ્બત પેદા કરવા માટે અમલ

**'યા રહીમુ'** કાગળ ઉપર લખી તે કાગળને ઘોળીને પીવડાવશે તો એના દિલમાં ઈન્શા અલ્લાહ લખનારની મુહબ્બત ઉત્પન્ન થશે. (એ શર્તે કે જાઈઝ મુહબ્બત હોય.)

### ૩૧૮ જાઈઝ મુહબ્બત માટે અમલ

જો કોઈની સાથે જાઈઝ મુહબ્બત કરવી હોય તો આ દુઆ અજોડ છે.

**'અલ્લાહુમ્મ યા જામિઅન્નાસિ લિ યવ્મિન્ લા રય્-બ ફીહી'**

### ૩૧૯ સગાંઓ સાથે મેળ-મિલાપ થવા માટે અમલ

જે માણસના સગાં-સ્નેહીઓ વેરવિખેર થઈ ગયા હોય તે

ચાશ્ત વેળા ગુસલ કરીને આસમાન તરફ મોઢું કરી ૧૦ (દસ) વખત **'યા જામિઉ'** પઢે અને એક આંગળી બંધ કરી લે અને દરેક દસ વખત પર આંગળી બંધ કરતો જાય, અંતે પોતાના મુખ પર હાથ ફેરવી લે. ઈન્શા અલ્લાહ તેઓ જલ્દી એકત્ર થઈ જશે.

### ૩૨૦ લોકોને તા'બેદાર બનાવવા માટે અમલ

જે માણસ **'યા મુઅ્મિનુ'**ને ૧૦૦૧ (એક હઝાર એક) વખત આખી ઉંમર પઢતો રહેશે તો ઈન્શા અલ્લાહ બધાં લોકો એના તા'બેદાર રહેશે.

## વ્યસન અને બુરી આદતો છોડવા માટે

### ૩૨૧ શરાબનું વ્યસન છુટવા માટે અમલ

શરાબનો બંધાણી, વ્યભિચારી માણસ દરરોજ **'યા બર્રુ'**ને ૭ (સાત) વખત પઢશે તો એના દિલમાંથી આ ગુનાહોની રગબત ઈન્શા અલ્લાહ ચાલી જશે.

### ૩૨૨ બધી કુટેવો દૂર થવા માટે અમલ

૪૫ (પિસતાલીસ) દિવસ સુધી સતત ૯૩ (ત્રાણું) વખત એકાંતમાં **'યા હમીદુ'** પઢતાં રહેવાથી ઈન્શા અલ્લાહ બધી કુટેવો દૂર થશે અને સારા અખ્લાક પેદા થશે.

### ૩૨૩ ખરાબ સ્વભાવ સુધારવા માટે અમલ

જો કોઈ માણસ ખરાબ સ્વભાવનો હોય અને તે પોતે પોતાના સ્વભાવની સુધારણા કરવા માંગે તો દરરોજ સવાર–સાંજ ૩૦૦ (ત્રણ

સો) વખત એ માણસ **'યા રઊફુ'** પઢે. ઈન્શા અલ્લાહ ૨૧ (એકવીસ) દિવસમાં સુધારણા થઈ જશે.

## ૩૨૪ ગુસ્સો અને ખરાબ સ્વભાવ સુધારવા માટે અમલ

- કોઈ સ્ત્રીનો પતિ ખરાબ સ્વભાવનો હોય તે કોઈ ખાવાની વસ્તુ પર ૧૦૦ (સો) વખત **'યા અફુવ્વુ'** પઢી દમ કરે અને તે ખાવું પતિને ખવડાવે તો ઈન્શા અલ્લાહ સ્વભાવ તદ્દન નરમ થઈ જશે.
- જે માણસના સ્વભાવમાં ગુસ્સો વધારે હોય અને તે પોતાનો સ્વભાવ સુધારવા ચાહતો હોય તો તે પોતે પણ આ અમલ કરે.

## ૩૨૫ બદઅખ્લાકને સુધારવા માટે અમલ

**'યા રહમાનુ'** મુશ્ક–કસ્તૂરી અને જાફરાનથી લખીને કોઈ નરાધમ અને બદ અખ્લાક માણસના ઘરમાં દફન કરવામાં આવે તો એ માણસમાં સારા અખ્લાક, શરમ–હયા, રહમદિલી અને નમ્રતા પેદા થશે.

## ૩૨૬ ઝબાન અને વાણી પર કાબૂ મેળવવા માટે અમલ

જે માણસની જીભ ઉપર ગાળ અને અપશબ્દ વધુ રહેતા હોય અને કોઈ પણ રીતે પોતાની જીભને પવિત્ર રાખી શકતો ન હોય તે માણસ ૯૦ (નેવું) વખત કોરા પ્યાલા ઉપર **'યા હમીદુ'** લખે અને ૯૦ (નેવું) વખણ **'યા હમીદુ'** પઢી પ્યાલા ઉપર દમ કરે અને હંમેશા એ પ્યાલાથી પાણી પીતો રહે તો ઈન્શા અલ્લાહ તે જરૂર અપશબ્દ અને ગાળ–ગલોચની કુટેવથી મુકિત મેળવશે.

## <u>ઈઝ્ઝત–આબરૂ, માન–મર્તબહ મેળવવા માટે</u>

## ૩૨૭ ઈઝ્ઝત મેળવવા અને મોહતાજીથી બચવા પ્રથમ અમલ

૪૦ (ચાલીસ) દિવસ સુધી દરરોજ ૪૦ (ચાલીસ) વખત **'યા અઝીઝુ'**નો વિર્દ પઢવાથી અલ્લાહ તઆલા એ પઢનારને દુનિયામાં ઈઝ્ઝતવાન કરશે અને ઈન્શા અલ્લાહ કોઈનો મોહતાજ રહેશે નહિ.

## ૩૨૮ ઈઝ્ઝત મેળવવા અને મોહતાજીથી બચવા બીજો અમલ

જે માણસ ફજરની નમાઝ પછી ૪૧ (એકતાલીસ) વખત **'યા અઝીઝુ'** પઢશે તો ઈન્શા અલ્લાહ એ કોઈનો મોહતાજ બનશે નહિ અને હંમેશા સન્માન મેળવશે.

## ૩૨૯ ઈઝ્ઝતવાન બનવા માટે અમલ

**'યા કરીમુ'**ને દરરોજ પઢીને સૂઈ જનારને અલ્લાહ તઆલા ઉલમા અને સાલિહ લોકોની નજરોમાં ઈઝ્ઝતવાન બનાવશે.

## ૩૩૦ ઈઝ્ઝત અને મહાનતા મેળવવા માટે અમલ

**'યા અઝીમુ'**ને વધુ પ્રમાણમાં પઢવાથી ઈન્શા અલ્લાહ અમન, ઈઝ્ઝત અને મહાનતા નસીબ થશે.

## ૩૩૧ ઈઝ્ઝત અને ઉચ્ચ મર્તબહ મેળવવા માટે અમલ

કોઈ માણસ **'યા મુતકબ્બિરુ'**ને વધુ પ્રમાણમાં પઢતો રહેશે તો ઈન્શા અલ્લાહ એને ઈઝ્ઝત અને ઉચ્ચ મર્તબહ અર્પણ થશે.

## ૩૩૨ ઈઝ્ઝતવાન બનવા માટે પ્રથમ અમલ

જે માણસ જુમ્અહ કે સોમવારે મગરિબની નમાઝ પછી ૪૦ (ચાલીસ) વખત **'યા મુઈઝ્ઝુ'** પઢશે તો ઈન્શા અલ્લાહ એ માણસ લોકોની નજરોમાં દબદબાવાન અને ઈઝ્ઝતવાન બનશે.

## ૩૩૩ ઈઝ્ઝતવાન બનવા માટે બીજો અમલ

અમીર માણસ **'યા હલીમુ'**ને વધુ પ્રમાણમાં પઢશે તો એનો દબદબો અને ઈઝ્ઝત ઈન્શા અલ્લાહ બાકી રહેશે.

## ૩૩૪ ઈઝ્ઝત ફરીથી મેળવવા માટે અમલ

જે માણસ દરરોજ ૩૦૦૦ (ત્રણ હઝાર) વખત **'યા અલિય્યુ'**નો વિર્દ રાખશે તો (ઈ.અ.) બેઆબરૂ ઈઝ્ઝતદાર બની જશે.

## ૩૩૫ બન્ને જહાનમાં ઈઝ્ઝત માટે અમલ

જો કોઈ માણસ દીન–દુનિયાની ઈઝ્ઝતનો ચાહક હોય તો આખી ઝિંદગી દરમિયાન દરરોજ ૩૦૦૦ (ત્રણ હઝાર) વખત **'યા શકૂરુ'**નો ઝિક્ર કરતો રહેશે અને વઝીફો કરશે તો દુનિયામાં ઈન્શા અલ્લાહ બેહદ ઈઝ્ઝત હાસિલ થશે અને આખિરતમાં મહાન મર્તબહ મેળવશે.

## ૩૩૬ ઈઝ્ઝત અને માન–મર્તબહ મેળવવા માટે અમલ

**'યા ઝલ્ જલાલિ વલ્ ઈક્રામ'**ને વધુ પ્રમાણમાં પઢવાથી બુઝુર્ગી અને માન–મર્તબહ ઈન્શા અલ્લાહ નસીબ થશે.

## ૩૩૭ ઈઝ્ઝતદાર રહેવા માટે અમલ

જે માણસ **'યા મલિકુ'**ને હંમેશા ૩૦૦૦ (ત્રણ હઝાર) વખત પઢશે, તે દુનિયાવાળાઓની નઝરમાં ઈન્શા અલ્લાહ ઈઝ્ઝતવાળો અને મોભાદાર રહેશે.

## ૩૩૮ ઈઝ્ઝત અને મોભો મેળવવા માટે પ્રથમ અમલ

જો કોઈ માણસ રાત્રે જયારે સૂવા માટે પથારી ઉપર સૂએ અને **'યા કરીમુ'**ને પઢતો પઢતો સૂઈ જાય તો તેની ઈઝ્ઝત અને મોભા માટે ફરિશ્તાઓ દુઆ કરશે અને સવારે લોકોની નિગાહમાં ઈન્શા અલ્લાહ તે ઘણો જ મહાન અને બુઝુર્ગ દેખાશે. હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહૂ **'યા કરીમુ'**ને ઘણું પઢયા કરતા હતા.

## ૩૩૯ ઈઝ્ઝત અને મોભો મેળવવા માટે બીજો અમલ

ઈઝ્ઝત હાસિલ કરવા ૯૯ (નવ્વાણું) વખત ફજરની નમાઝ બા'દ **'યા મજીદુ'** પઢવું અને તે પછી પોતાના શરીર ઉપર દમ કરવું ઈન્શા અલ્લાહ ઘણું જ લાભકારક છે.

## ૩૪૦ જેને મળવા જાય તે ઈઝ્ઝત કરે તે માટે અમલ

જે માણસ **'યા અહદુ'**ને ૯ (નવ) વખત પઢી કોઈ કામ માટે અથવા કોઈની મુલાકાત માટે જશે તો તે એને ઘણાં માનની નઝરે જોશે.

## ૩૪૧ અજાણ્યા લોકોમાં જાય તો તેઓ ઈઝ્ઝત કરે તે માટે અમલ

જે માણસ કોઈ ઠેકાણે અજાણ લોકોમાં જાય અને **'યા આખિરુ'**ને ૪૧ (એકતાલીસ) વખત પઢે તો તે જયાં જશે, ઈન્શા અલ્લાહ તેના માટે સન્માન થશે અને મોટો મર્તબહ મળશે.

## ૩૪૨ લોકોની નઝરમાં ઈઝ્ઝત માટે પ્રથમ અમલ

જે માણસ **'યા રાફિઉ'**ને અરધી રાત્રે અથવા બરાબર બપોરના સમયે ૧૦૦ (સો) વખત પઢશે તે લોકોની નજરમાં ઈઝ્ઝતવાળો બની રહેશે, ઈન્શા અલ્લાહ દરેક માણસ તેના મુકાબલામાં સામે ન પડશે. તેની હૈબતથી ડરશે.

## ૩૪૩ લોકોની નઝરમાં ઈઝ્ઝત માટે બીજો અમલ

જે માણસ સોમવાર અથવા જુમેરાતની રાતે મગરિબની નમાઝ બા'દ ૧૪૦ (એક સો ચાલીસ) વખત **'યા મુઈઝ્ઝુ'** પઢશે તો લોકોની નિગાહમાં હૈબત અને ઈઝ્ઝત મેળવશે અને ઈન્શા અલ્લાહ, અલ્લાહ તઆલાના સિવાય કોઈથી ડરશે નહિ.

## ૩૪૪ લોકોની નઝરમાં ઈઝ્ઝત માટે ત્રીજો અમલ

જે માણસ દરરોજ ઝોહરની નમાઝ પછી ૯ (નવ) વખત **'યા હલીમુ'** પઢશે તો હંમેશા લોકોની સાથે આબરૂદાર બની રહેશે. ઈન્શા અલ્લાહ કદીયે કોઈ માણસ સામે બેઆબરૂ થશે નહિ કે શરમિંદગી ઉઠાવવી પડશે નહિ.

## ૩૪૫ લોકોની નઝરમાં ઈઝ્ઝત માટે ચોથો અમલ

જે માણસ દરરોજ **'યા માલિકલ્ મુલ્ક'**ને ૭૦૦૦ (સાત હઝાર) વખત પઢશે અને આખી ઝિંદગી પઢવાનો ઈરાદો કરી લે તો તે

માણસ ઈન્શા અલ્લાહ માલદાર, આબરૂદાર અને ઈઝ્ઝતવાળો થઈ ઝિંદગી પસાર કરશે, દુનિયામાં કોઈ માણસ એની ઈઝ્ઝત પર હુમલો કરશે નહિ.

## ૩૪૬ લોકપ્રિયતા મેળવવા માટે અમલ

જે માણસ દરરોજ '**યા બાતિનુ**'ને ૧૦૨૧ (એક હઝાર એકવીસ) વખત ઈશાની નમાઝ પછી અંધકારમાં બેસી પઢશે તો તે લોકપ્રિય બનશે. જે માણસ એને જોશે તે એની સાથે મુહબ્બત કરશે. ઈન્શા અલ્લાહ દુનિયામાં કોઈ મુસલમાન એનો દુશ્મન રહેશે નહિ.

## ૩૪૭ માન-મર્તબહમાં વધારો થવા માટે પ્રથમ અમલ

'**યા મલિકુ**'નો કાયમી વઝીફો પઢનારના માન-મર્તબહમાં ઈન્શા અલ્લાહ, અલ્લાહ તઆલા વૃદ્ધિ કરશે.

## ૩૪૮ માન-મર્તબહમાં વધારો થવા માટે બીજો અમલ

જે માણસ મુશ્ક-ઝાફરાનથી '**યા જલીલુ**' લખીને પોતાની પાસે રાખશે અથવા વધુ પ્રમાણમાં એનો વિર્દ રાખશે તો ઈન્શા અલ્લાહ મખ્લૂકના દિલોમાં એનો પ્રભાવ પેદા થશે અને એના માન-મર્તબહમાં ઈન્શા અલ્લાહ વધારો થશે.

## ૩૪૯ લોકોની નિગાહમાં મહાન દેખાવા માટે અમલ

હંમેશા ઈશાની નમાઝ પછી ૩૦૦૦ (ત્રણ હઝાર) વખત '**યા માજિદુ**' પઢવું એ લોકોની નઝરમાં ઘણી મોટી ઈઝ્ઝત અને કદ્ર ઉત્પન્ન કરે છે.

## ૩૫૦ લોકોમાં દબદબો અને ધાક જમાવવા માટે પ્રથમ અમલ

જે માણસ એ ચાહે કે મારો દબદબો અને બીક લોકોની નિગાહમાં વધે તો તેણે દરરોજ ૩૦૦૦ (ત્રણ હઝાર) વખત **'યા કબીરુ'** પઢવું જોઈએ. ઈન્શા અલ્લાહ લોકોના દિલોમાં તેની ઘણી જ બીક ઉત્પન્ન થશે.

## ૩૫૧ લોકોમાં દબદબો અને ધાક જમાવવા માટે બીજો અમલ

જે માણસ ચાંદીની વીંટી પર **'યા જબ્બારુ'** કોતરાવીને પહેરશે તો એની હૈબત, દબદબો અને પ્રતિભા લોકોના દિલોમાં ઈન્શા અલ્લાહ પેદા થશે.

## ૩૫૨ મખ્લૂકને તા'બેદાર બનાવવા માટે પ્રથમ અમલ

જે માણસ જુમ્અહના દિવસે અથવા જુમ્અહની રાતે રોટલીના ૨૦ (વીસ) ટુકડાઓ પર **'યા અદ્લુ'** લખીને ખાશે તો ઈન્શા અલ્લાહ, અલ્લાહ તઆલા મખ્લૂકને એની તા'બેદાર બનાવી દેશે.

## ૩૫૩ મખ્લૂકને તા'બેદાર બનાવવા માટે બીજો અમલ

જે માણસ રોટલીના ૨૦ (વીસ) ટુકડાઓ પર **'યા મુહ્સી'** પઢી દમ કરી ખાશે તો ઈન્શા અલ્લાહ મખ્લૂક એની તા'બેદાર બની જશે.

## ૩૫૪ જીવનમાં દરેક પ્રકારની ઉન્નતિ માટે અમલ

જે માણસ દરરોજ ૧૦૧૧ (એક હઝાર અગિયાર) વખત **'યા અઝીમુ'** પઢશે તો દોસ્ત તથા દુશ્મન સૌની નજરે પ્રિય અને માન–પાત્ર લેખાશે. વિરોધી કે મિત્ર જેની સામે જશે તે પણ માયા, મુહબ્બતથી વર્તન કરશે. ઈન્શા અલ્લાહ આખું યે જીવન નસીબમાં ઉન્નતિ થતી જ રહેશે.

### ૩૫૫ મખ્લૂક મહેરબાન થાય તે માટે અમલ

**'યા રફીકુ'**ને પઢતા રહેનાર માણસ પર ઈન્શા અલ્લાહ મખ્લૂક મહેરબાન થશે અને મખ્લૂક પર એ માણસ મહેરબાન થશે.

## તવંગર અને બેનિયાઝ થવા માટે

### ૩૫૬ ઝાહિરી અને બાતિની બેનિયાઝી માટે અમલ

જે માણસ વધુ પ્રમાણમાં **'યા વાસિઉ'**નો વિર્દ રાખશે તો ઈન્શા અલ્લાહ એને ઝાહિરી અને બાતિની બેનિયાઝી નસીબ થશે.

### ૩૫૭ મખ્લૂકથી બેનિયાઝી માટે અમલ

પરોઢિયે વુઝૂ સાથે સજદહમાં માથું ઝુકાવીને **'યા સમદુ'**ને ૧૧૫ (એક સો પંદર) અથવા ૧૨૫ (એક સો પચ્ચીસ) વખત પઢવાથી ઈન્શા અલ્લાહ ઝાહિરી અને બાતિની સચ્ચાઈ નસીબ થશે અને ઈન્શા અલ્લાહ મખ્લૂકથી બેનિયાઝી નસીબ થશે.

### ૩૫૮ બેનિયાઝ બનવા માટે અમલ

જે માણસ દરરોજ ચાશતની નમાઝ પછી આસમાન તરફ હાથ ઉઠાવીને ૧૦ (દસ) વખત **'યા બાસિતુ'** પઢશે તો ઈન્શા અલ્લાહ, અલ્લાહ એને બેનિયાઝ બનાવી દેશે. એ કોઈનો પણ મોહતાજ થશે નહિ.

## ૩૫૯ બેનિયાઝી હાસિલ થવા માટે અમલ

જે માણસ દર માસની ચઉદમી રાતે અરધી રાતના સમયે ૧૦૦ (સો) વખત **'યા રાફિઉ'**નો ઝિક્ર કરશે તો ઈન્શા અલ્લાહ એ તવંગર અને મખ્લૂકથી બેનિયાઝ બનશે.

## ૩૬૦ તવંગર અને બેનિયાઝ બનવા માટે અમલ

**'યા માલિકુલ્ મુલ્ક'**ને હંમેશા પઢનારને અલ્લાહ તઆલા લોકોથી ઈન્શા અલ્લાહ બેનિયાઝ બનાવી દેશે.

## ૩૬૧ તવંગર થવા માટે અમલ

જુમેરાતના દિવસે અથવા જુમ્અહની રાતે ૧૯૦૦૦ (ઓગણીસ હઝાર) વખત **'યા ગનિય્યુ'** પઢવું અને હંમેશા એ પ્રમાણે કરતા રહેવું, ઈન્સાનને ગય્બથી તવંગર અને દૌલતમંદ બનાવે છે પરંતુ અલ્લાહ તઆલાના ફઝલની દરેક કાર્યોમાં જરૂરત છે.

## ૩૬૨ ઝાહિરી અને બાતિની દૌલત માટે અમલ

- જે માણસ શરૂ અને અંતમાં ૧૧ (અગિયાર) વખત દુરૂદ શરીફ પઢી ૧૧૧૧ (એક હઝાર એક સો અગિયાર) વખત વઝીફાની જેમ **'યા મુગ્ની'** પઢશે તો ઈન્શા અલ્લાહ, અલ્લાહ તઆલા એને ઝાહિરી અને બાતિની ગિના (દૌલત) અતા ફરમાવશે.
- ફજર અથવા ઈશાની નમાઝ પછી પઢે, અને એની સાથે સૂરએ મુઝ્ઝમ્મિલ પણ પઢે.

## મકસદ, કામ અને દુઆની કબૂલિયત માટે

## ૩૬૩ કામમાં કામિયાબી માટે અમલ

જે માણસનું કામ પૂરું થતું ન હોય તો **'યા હકીમુ'**ને પાબંદીથી પઢયા કરે, ઈન્શા અલ્લાહ એનું કામ પાર પડશે.

## ૩૬૪ કામમાં આસાની માટે અમલ

સૂઈને ઉઠયા પછી **'યા મુક્તદિરુ'**ને વધુ પ્રમાણમાં પઢવાથી ઈન્શા અલ્લાહ સઘળા કાર્યો આસાન થઈ જશે.

## ૩૬૫ બધી જરૂરતો પૂરી થવા માટે અમલ

બે રકા'ત નમાઝ પઢી **'હુવલ્ અવ્વલુ વલ્ આખિરુ વઝ્ઝાહિરુ વલ્ બાતિનુ વ હુ-વ અલા કુલ્લિ શય્ઈન્ કદીર'** પઢયા કરવાથી ઈન્શા અલ્લાહ સઘળી જરૂરિયાત પૂરી થશે.

## ૩૬૬ દરેક મુશ્કેલ કામમાં આસાની માટે પ્રથમ અમલ

જે માણસ જુમ્અહની નમાઝ પહેલાં પાકી, સફાઈ અને દિલી સંતોષ સાથે ૧૦૦ (સો) વખત **'યા અલ્લાહુ'**ને પઢશે તો અલ્લાહ તઆલા એની બધી જ બાબતો ઈન્શા અલ્લાહ સરળ બનાવી દેશે.

## ૩૬૭ દરેક મુશ્કેલ કામમાં આસાની માટે બીજો અમલ

**'યા તવ્વાબુ'**ને વધુ વખત પઢવાથી તમામ કામ ઈન્શા અલ્લાહ સરળ થઈ જશે.

## ૩૬૮ દરેક મુશ્કેલ કામમાં આસાની માટે ત્રીજો અમલ

ઝોહરની નમાઝ બા'દ ૯૦ (નેવું) વખત **'યા હકીમુ'** પઢવાથી ઈન્શા અલ્લાહ દરેક કામની મુશ્કેલી આસાન થશે.

## ૩૬૯ દરેક મુશ્કેલ કામમાં આસાની માટે ચોથો અમલ

- મુશ્કેલમાં મુશ્કેલ કામમાં ૨૧૦૦૦ (એકવીસ હઝાર) વખત **'યા કચ્યૂમુ'** પઢવું ઘણું જ અનુભવસિદ્ધ અમલ છે.
- ત્રણ દિવસ સુધી **'યા કચ્યૂમુ'**ને પઢવું.
- ત્રણ માણસથી વધુ ન પઢે.
- એક માણસ એ ખત્મ પઢે અથવા ત્રણ માણસો પઢે.
- ત્રણ દિવસમાં ૬૩૦૦૦ (ત્રેસઠ હઝાર) વખત પઢવામાં આવે.
- અલ્લાહ તઆલાના ફઝલથી એ મુદતમાં બધી મુશ્કેલીઓ ઈન્શા અલ્લાહ ટળી જશે.

## ૩૭૦ દરેક મુશ્કેલ કામમાં આસાની માટે પાંચમો અમલ

જે માણસ દરરોજ ૧૦૦ (સો) વખત **'યા મુઅખ્ખિરુ'** પઢશે તેના બધાં કામોની જિમ્મેદારી અલ્લાહ તઆલા પોતે લઈ લેશે. તેના મુશ્કેલથી મુશ્કેલ કામો ગૈબથી ઈન્શા અલ્લાહ આસાન થઈ જશે.

## ૩૭૧ દરેક મુશ્કેલ કામમાં આસાની માટે છઠ્ઠો અમલ

કોઈ મુશ્કેલી વેળા ૯૦૦૦ (નવ હઝાર) વખત **'યા મુતઆલી'** એક જ બેઠકમાં પઢવું ઘણું જ અનુભવ સિદ્ધ સાબિત થયું છે.

## ૩૭૨ મકસદમાં કામિયાબી માટે પ્રથમ અમલ

ખાસ અને જાઈઝ મકસદ માટે ૭૦૦ (સાત સો) વખત **'યા મુક્સિતુ'** પઢવામાં આવે તો ઈન્શા અલ્લાહ તે મકસદ પ્રાપ્ત થશે.

## ૩૭૩ મકસદમાં કામિયાબી માટે બીજો અમલ

ખાલી કૂજામાં ૭ (સાત) વખત **'યા મુકીતુ'** પઢીને દમ કરવો અને એમાં પોતે પાણી પીવું અથવા બીજાને પીવડાવવું અથવા એને સૂંઘવું. ઈન્શા અલ્લાહ મકસદમાં કામિયાબી મળશે.

## ૩૭૪ ઈચ્છા પ્રમાણે કામ થવા માટે અમલ

કોઈ પણ કામ શરૂ કરતી વેળા ૪૧ (એકતાલીસ) વખત **'યા નાફિઉ'** પઢવાથી ઈન્શા અલ્લાહ તે કામ ઈચ્છાનુસાર થશે.

## ૩૭૫ ખાસ હાજત પૂરી થવા માટે અમલ

કોઈ ખાસ હાજત પેશ આવી હોય તો ઘર અથવા મસ્જિદના સહનમાં ત્રણ વખત સજદહ કરીને ૧૦૦ (સો) વખત **'યા વહ્હાબુ'** પઢે. ઈન્શા અલ્લાહ હાજત પૂરી થઈ જશે.

## ૩૭૬ દુઆ કબૂલ થવા માટે પ્રથમ અમલ

દરરોજ ૫૦૦ (પાંચ સો) વખત **'યા ખાફિઝુ'**ને પઢવાથી ઈન્શા અલ્લાહ હાજતો પૂરી થશે અને મુશ્કિલો દૂર થશે.

## ૩૭૭ દુઆ કબૂલ થવા માટે બીજો અમલ

જે માણસ **'યા મુજીબુ'**ને વધુ પ્રમાણમાં પઢશે તો ઈન્શા અલ્લાહ એની દુઆઓને કબૂલિયતનો દરજ્જો પ્રાપ્ત થશે.

## ૩૭૮ દુઆ કબૂલ થવા માટે ત્રીજો અમલ

જુમેરાતના દિવસે ચાશ્તની નમાઝ બા'દ ૫૦૦ (પાંચ સો) અથવા ૧૦૦ (સો) અથવા ૫૦ (પચાસ) વખત **'યા સમીઉ'**ને પઢવાથી ઈન્શા અલ્લાહ દુઆઓ કબૂલ થશે.

## ૩૭૯ દુઆ કબૂલ થવા માટે ચોથો અમલ

સોમવારની રાત્રે ગુસલ કરી મોંઢું આકાશ તરફ ઉઠાવી ૧૪૧ (એક સો એકતાલીસ) વખત **'યા મુતઆલી'** પઢશે તો જે દુઆ માંગશે તે ઈન્શા અલ્લાહ કબૂલ થશે.

## ૩૮૦ દરેક કામની સફળતા માટે પ્રથમ અમલ

દરેક કામની શરૂઆતમાં **'યા મુતકબ્બિરુ'** વધુ વખત પઢવાથી ઈન્શા અલ્લાહ તેમાં સફળતા મળશે.

## ૩૮૧ દરેક કામની સફળતા માટે બીજો અમલ

જે કોઈ માણસ ૧૫૧૦૦૦ (એક લાખ એકાવન હઝાર) વખત ખત્મની રીતે **'યા હલીમુ, યા અલીમુ, યા અલિય્યુ, યા અઝીમુ'**ને પઢશે તો તે જ અઠવાડિયામાં ઈન્શા અલ્લાહ ફતેહમંદ થશે. અને સાધારણ જરૂરતો માટે ૧૦૦૦ (એક હઝાર) વખત પઢી દુઆ કરવું પણ પૂરતું છે.

## ૩૮૨ ધારેલું કામ આસાનીથી થવા માટે પ્રથમ અમલ

જે માણસ ૯ (નવ) વખત **'યા અહદુ'** પઢી કોઈ કામ માટે જશે તો ધારેલું કામ ઈન્શા અલ્લાહ સહેલાઈથી થઈ જશે.

## ૩૮૩ ધારેલું કામ આસાનીથી થવા માટે બીજો અમલ

જે માણસ અરધી રાતે ઊભા થઈ ૩૦૦૦ (ત્રણ હઝાર) વખત

**'યા મુન્તકિમુ'** પઢશે તો જે જાઈઝ મુરાદ માટે પઢશે તે મુરાદ ઈન્શા અલ્લાહ પૂરી થશે.

### ૩૮૪ હેતુલક્ષી કામ પૂરું થવા માટે અમલ

**'યા બદીઅલ્ અજાઈબિ બિલ્ ખય્રિ યા બદીઉ'**ને ૧૨ (બાર) દિવસ સુધી ૧૨૦૦ (એક હઝાર બસો) વખત ઈશા પછી પઢશે તો અમલ પૂરો થવા પહેલાં હેતુલક્ષી કામ ઈન્શા અલ્લાહ હાસિલ થઈ જશે. આ અમલ અનુભવસિદ્ધ છે.

## વસ્તુ કે વ્યક્તિ ગુમ થાય કે ચોરી થાય

### ૩૮૫ ગુમ થયેલી વસ્તુ કે વ્યક્તિ મેળવવા માટે પ્રથમ અમલ

કોઈ વસ્તુ ગુમ થઈ જાય તો **'યા રકીબુ'**ને વધુ પ્રમાણમાં પઢવાથી ઈન્શા અલ્લાહ તે વસ્તુ મળી જશે.

### ૩૮૬ ગુમ થયેલી વસ્તુ કે વ્યક્તિ મેળવવા માટે બીજો અમલ

ચોરસ કાગળના ચારેય ખૂણાઓ પર **'અલ્હક્કુ'** લખી પરોઢિયે કાગળને હથેળી પર મૂકી આસમાન તરફ બુલંદ કરી દુઆ કરે, ઈન્શા અલ્લાહ ગુમ થયેલો માણસ અથવા વસ્તુ મળી જશે અને ઈન્શા અલ્લાહ નુકસાનથી સુરક્ષિત રહેશે.

### ૩૮૭ ગુમ થયેલો માણસ પાછો આવે તે માટે ત્રીજો અમલ

ગુમ થયેલો માણસ પાછો આવે તે માટે આખુ ઘર જયારે સૂઈ જાય ત્યારે ઘરના ચારેવ ખૂણાઓમાં ૭૦ (સિત્તેર) વખત **'યા મુઈદુ'** પઢવાથી ઈન્શા અલ્લાહ તે માણસ પાછો ચાલ્યો આવશે અથવા તે કયાં છે એની જાણ થઈ જશે.

## ૩૮૮ ગુમ થયેલી વસ્તુ મેળવવા માટે ચોથો અમલ

કોઈ વસ્તુ ગુમ થઈ જાય તો આ દુઆ પઢે : **'અલ્લાહુમ્મ યા જામિઅન્નાસિ લિ યવ્મિન્ લા રય્-બ ફીહી, ઈજ્મઅ્ દાલ્લતી'**

## ૩૮૯ ગુમ થયેલી વસ્તુ મેળવવા માટે પાંચમો અમલ

જે કોઈ માણસ **'યા માલિકુલ્ મુલ્ક'**ને ૧૦૦૦૦ (દસ હઝાર) વખત પઢશે તો ઈન્શા અલ્લાહ ગુમ થયેલી વસ્તુ મળી જશે અથવા દિલને સબ્ર સંતોષ થઈ જશે.

## ૩૯૦ ગુમ થયેલી વસ્તુ મેળવવા માટે છઠ્ઠો અમલ

કોઈનો સામાન ગુમ થઈ ગયો હોય તો ઈશાની નમાઝ બા'દ ૭૦૦૦ (સાત હઝાર) વખત **'યા મુઈદુ'** પઢે.

## ૩૯૧ ચોરથી હિફાઝત માટે અમલ

જો કોઈ માણસ રાતે સુતી વેળા ૭૦૦૦ (સાત હઝાર) **'યા રકીબુ'** પઢી ફૂંકશે તો રાતે ઘરમાં ચોર આવશે નહિ અને કદી આવી ચઢયો હોય તો ઈન્શા અલ્લાહ કંઈ લઈ જવા પામશે નહિ.

## ૩૯૨ ચોરાયેલો માલ પાછો મેળવવા માટે અમલ

જેનો માલ ચોરાઈ ગયો હોય, તે એક કાગળના ચારે ખૂણામાં **'યા હક્કુ'** લખી તેની વચ્ચે તે ગુમ થયેલ માલનું નામ લખી અરધી રાતે તે કાગળને હથેલી ઉપર રાખી આસમાન તરફ હાથ ઉઠાવે અને અરજ કરે :

"ઈલાહી ! હઝરત સય્યિદુલ્ મુર્સલીન અલયહિસ્સલામના તુફેલથી મારો સરસામાન મને મળી જાય."

(ઈ. અ.) બધો સરસામાન અથવા કંઈ માલ જરૂર મળી જશે.

### ૩૯૩ ચોરાયેલી કે ખોવાયેલી વસ્તુ પાછી મેળવવા માટે અમલ

કોઈ માણસની કંઈ વસ્તુ ચોરાઈ ગઈ હોય અથવા કોઈ ઠેકાણે વસ્તુ ખોવાઈ ગઈ હોય તો તે માણસ ૨૧ (એકવીસ) વખતઃ

**'યા જામિઉલ્ મુતફર્રિકીના અજમઅલ-લ્લી દાલ્લતી યા જામિઉ'**

પઢી ૩૦૦૦ (ત્રણ હઝાર) વખત માત્ર **'યા જામિઉ'** પઢશે તો ઈન્શા અલ્લાહ ખોવાયેલી વસ્તુ પાછી મળી જશે.

## <u>પ્રવાસ, મુસાફરી</u>

### ૩૯૪ સફરમાં સહી સલામતી માટે પ્રથમ અમલ

મુસાફિર સફરમાં **'યા કુદ્દૂસુ'** બને એટલા વધારે પ્રમાણમાં પઢે. ઈન્શા અલ્લાહ લાચાર અને વિવશ બનશે નહિ તથા સહી સલામત મંઝિલ પર પહોંચી જશે.

### ૩૯૫ સફરમાં સહી સલામતી માટે બીજો અમલ

જુમ્અહના દિવસે ૧૦૦૦ (એક હઝાર) વખત **'યા અવ્વલુ'**ને પઢનાર મુસાફિર જલ્દી સહી–સલામત પોતાના વતન ઈન્શા અલ્લાહ પહોંચી જશે.

## ૩૯૬ સફરમાં સહી સલામતી માટે ત્રીજો અમલ

- **'અલ્લાહ'** એ મુબારક નામને મોટા અક્ષરે લખે.
- તે પછી એના અલિફ હર્ફને કાતરથી કાંપી જૂદો કરે.
- જે કોઈ મુસાફિર બહાર જતો હોય તે પોતાની બાજુએ એ કાપેલો અક્ષર બાંધે.
- બાકીનું નામ **'અલ્લાહ'** પોતાના ઘરમાં બાલ–બચ્ચાંઓમાં અનામત મૂકી જાય.

ઈન્શા અલ્લાહ મુસાફિર સહી–સલામત પોતાને ઘરે પાછો આવશે.

## ૩૯૭ સફરમાં સહી સલામતી માટે ચોથો અમલ

જો કોઈ મુસાફરીએ જવા નીકળે અને પોતાની પત્ની, બાલ–બચ્ચાંઓને એક જગાએ એકત્ર કરી ૭ (સાત) વખત **'યા રકીબુ'** પઢી સૌના ઉપર દમ કરે તો અલ્લાહ તઆલા સૌની સંભાળ રાખશે. અને મુસાફિર સાથે સૌને જીવતા સલામત મુલાકાત કરાવશે.

## ૩૯૮ સફરમાં સહી સલામતી માટે પાંચમો અમલ

જો કોઈ માણસને હોડી, વહાણ કે સ્ટીમરના સફરમાં હવાના તોફાનનો અંદેશો હોય અથવા કોઈ મકાનમાં આગ લાગવાનો અંદેશો હોય તો દરરોજ ૧૦૦૦ (એક હઝાર) વખત **'યા વકીલુ'** પઢવામાં આવે. ઈન્શા અલ્લાહ બધી આફતોથી અમન (હિફાઝત) મળશે.

## ૩૯૯ સફરમાં સહી સલામતી માટે છઠ્ઠો અમલ

જો કોઈ માણસ કોઈ ઠેકાણે બહાર મુસાફરીએ નીકળે, તે ૧૦૧ (એક સો એક) વખત **'યા આખિરુ'**ને પઢી પોતાના ઘર અને ઘરવાળાઓને અલ્લાહ તઆલાના હવાલે કરે. ઈન્શા અલ્લાહ ખૈરની સાથે તે ઘરે પાછો ફરશે અને સૌને ઝિંદહ અને સલામત જોશે.

## ૪૦૦ સફરમાં સહી સલામતી માટે સાતમો અમલ

જે માણસ રેલ્વે, હોડી કે સ્ટીમર વગેરેમાં સવાર થતી વેળા ૭ (સાત) વખત **'યા બર્રુ'** પઢશે તો જરૂર બધી આફતોથી સલામત રહેશે. ઈન્શા અલ્લાહ સલામતી સાથે સવારીથી તે ઉતરશે.

## ૪૦૧ સફરમાં સહી સલામતી માટે આઠમો અમલ

જો કોઈ માણસ રાતે ૧૦૦૦ (એક હઝાર) વખત **'યા મુઈઝ્ઝુ'** પઢીને કોઈ ઠેકાણે સફરમાં જશે. તો કોઈ ઈજાની વાત સામે આવશે નહિ. અને આખી મુસાફરીમાં ઘણી જ ઈઝ્ઝત–આબરૂથી રહેશે. અને ઈન્શા અલ્લાહ સલામતી સાથે ઘરે આવશે.

## ૪૦૨ સફરમાં સર સામાનની હિફાઝત માટે પ્રથમ અમલ

જો કોઈને પોતાનો સરસામાન ગુમ થઈ જવાનો અથવા લૂંટાઈ જવાનો અંદેશો હોય તો સરસામાન ઉપર ત્રણ જગ્યાએ **'યા હફીઝુ'**ના હર્ફો અલગ અલગ લખી દે. ઈન્શા અલ્લાહ તે સામાન કદીયે ગુમ થશે નહિ. સહી–સલામત મંઝિલે મકસૂદ સુધી ઈન્શા અલ્લાહ પહોંચી જશે.

## ૪૦૩ સફરમાં સર સામાનની હિફાઝત માટે બીજો અમલ

જો કોઈ મુસાફિર પોતાના સામાન ઉપર ૧૦ (દસ) વખત **'યા જલીલુ'** પઢી દમ કરશે તો ઈન્શા અલ્લાહ તેનો સરસામાન ચોરોના હાથે જતાં બચી જશે.

## ૪૦૪ સફરની ભયાનકતાથી હિફાઝત માટે અમલ

ખાલી કૂજામાં ૭ (સાત) વખત **'યા મુકીતુ'** પઢીને દમ કરવો અને એમાં પોતે પાણી પીવું અથવા બીજાને પાણી પીવડાવવું અથવા એ પાણીને સૂંઘવું. આવા કૂજાનું પાણી સફરમાં પીવાથી સફરની ભયાનકતા અને ભેંકારથી ઈન્શા અલ્લાહ સુરક્ષિત રહેશે.

## ૪૦૫ સફરમાંથી સહી સલામત વતન પહોંચવા માટે અમલ

જે માણસ દરરોજ ૩૦૦૦ (ત્રણ હઝાર) વખત **'યા અલિય્યુ'**નો વિર્દ રાખશે તો તે માણસ મુસાફરીથી પોતાના વતન ઈન્શા અલ્લાહ સહી–સલામત પહોંચશે.

## ૪૦૬ સફરમાં બધાં કામો દુરુસ્ત થવા માટે અમલ

મુસાફિરને સફરમાં જતી વેળા ૧૧ (અગિયાર) વખત **'યા હાદી'** પઢવું ઘણું જ લાભકારક છે. (ઈ. અ.) બધાં કાર્યો દુરુસ્ત રહેશે.

## ૪૦૭ વહાણના સફરમાં તોફાનથી અને ડૂબવાથી સલામતી માટે પ્રથમ અમલ

જે માણસ જહાઝમાં કે હોડીમાં સવાર હોય અને તેને ડૂબી જવાનો અંદેશો હોય તે માણસ ૭ (સાત) વખત **'યા હફીઝુ'** લખી

પોતાની જમણી બાજુએ બાંધે, ઈન્શા અલ્લાહ કદીયે ડૂબશે નહિ. જો સંજોગવશાત્ કોઈ વહાણ ડૂબી જશે તો પણ ઈન્શા અલ્લાહ એ મુબારક નામ સાથે રાખનાર સલામત રહેશે અને જીવતો કિનારે પહોંચશે.

### ૪૦૮ વહાણના સફરમાં તોફાનથી અને ડૂબવાથી સલામતી માટે બીજો અમલ

વહાણ કે અન્ય કોઈ વાહનમાં સવાર થયા પછી **'યા નાફિઉ'**ને વધુ પ્રમાણમાં પઢવાથી ડૂબવાથી કે તોફાનથી ઈન્શા અલ્લાહ સુરક્ષિત રહેશે.

## સાતમો વિભાગ

## રોઝી, વેપાર, ધંધો, નોકરી, કોર્ટ અને મુકદમા

### રોઝી

### ૪૦૯ રોઝીમાં બરકત માટે પ્રથમ અમલ

૧૩૩ (એક સો તેત્રીસ) વખત **'યા લતીફુ'**ને પઢવાથી ઈન્શા અલ્લાહ રોઝીમાં બરકત થશે અને તમામ કાર્યો ખૂબીપૂર્વક પાર પડશે.

### ૪૧૦ રોઝી મળવા માટે બીજો અમલ

જે માણસ દરરોજ ૧૦૦૦ (એક હઝાર) વખત:

**'યા અલ્લાહ યા હૂ'**નો ઝિક્ર કરશે તો (ઈ. અ.) અલ્લાહ તઆલા એને યકીનપૂર્વક રોઝી અર્પણ કરશે[ આધારગ્રંથ : ૨, પા. ૯ ]

### ૪૧૧ રોઝીના દરવાજા ખૂલવા માટે ત્રીજો અમલ

ફજરની નમાઝ પછી ૩૦૦ (ત્રણ સો) વખત **'યા વહ્હાબુ'** પઢે અને આગળ–પાછળ ૧૧ (અગિયાર) વખત દુરૂદ શરીફ પઢીને દુઆ કરે તો ઈન્શા અલ્લાહ, અલ્લાહ તઆલા રોઝીના દરવાજા ખોલી આપશે.

### ૪૧૨ રોઝીના દરવાજા ખૂલવા માટે ચોથો અમલ

ફજરની નમાઝ પહેલાં ઘરના ચારેવ ખૂણાઓમાં ૧૦ (દસ) વખત **'યા રઝ્ઝાકુ'** પઢીને દમ કરવાથી ઈન્શા અલ્લાહ રોઝીના દરવાજા ખૂલી જશે.

### ૪૧૩ રોઝીની તંગી દૂર થવા માટે પાંચમો અમલ

૪૧ (એકતાલીસ) વખત **'યા શકૂરુ'** પઢવાથી આજીવિકા ગુજરાનની તંગી કે અન્ય રંજ–ગમ ઈન્શા અલ્લાહ દૂર થશે.

### ૪૧૪ રોઝી વિશાળ થવા માટે છઠ્ઠો અમલ

**'યા વકીલુ'**ને વધુ પ્રમાણમાં પઢવાથી ઈન્શા અલ્લાહ રોઝી અને ભલાઈના દરવાજા મોકળા થશે.

### ૪૧૫ રોઝીની તંગી દૂર થવા માટે સાતમો અમલ

જે માણસ ભૂખમરાથી કંટાળી ગયો હોય, કોઈ સાધન આજીવિકાનું મળતું ન હોય તો દરરોજ ફજરની નમાઝ પછી ૧૦૦૦ (એક હઝાર) વખત **'યા વહ્હાબુ'**ને પઢે અને હંમેશા એમ કરતો રહે. થોડી જ મુદતમાં મુસીબત એવી રીતે ટળી જશે કે દરેક માણસ હેરાન થઈ જશે.

### ૪૧૬ રોઝીની તંગી દૂર થવા માટે આઠમો અમલ

જે માણસ **'યા વહ્હાબુ'**ને કાગળ ઉપર લખી પોતાની પાસે રાખશે તો ઈન્શા અલ્લાહ રોઝીની તંગી થશે નહિ.

## ૪૧૭ રોઝીની તંગી દૂર થવા માટે નવમો અમલ

જે માણસ આજીવિકાની તંગીથી લાચાર બની ગયો હોય તે માણસ દરરોજ સતત ૪૦ (ચાલીસ) દિવસ સુધી ૫૦૦૦ (પાંચ હઝાર) વખત **'યા શકૂરુ'** પઢશે તો ઈન્શા અલ્લાહ ગૈબથી એવો ગની બની જશે કે પોતે પણ આશ્ચર્યચકિત થશે.

## ૪૧૮ રોઝીમાં વધારા માટે દસમો અમલ

રોઝીની વૃદ્ધિ માટે ઈશાની નમાઝ પછી ૫૦૦૦ (પાંચ હઝાર) વખત સદા **'યા વાસિઉ'** પઢતા રહેવું. આ ઘણો જ અનુભવસિદ્ધ અમલ છે.

## ૪૧૯ રોઝીમાં તરક્કી માટે અગિયારમો અમલ

દરરોજ બિલા નાગહ (અચુક અને અખંડિત) :

- સૂરએ 'મુઝ્ઝમ્મિલ શરીફ' ૧૧ (અગિયાર) વખત પઢવું અને
- ૧૧૦૦ (એક હઝાર એક સો) વખત **'યા મુગ્ની'** પઢવું.
- શરૂ તથા અંતમાં દુરૂદ શરીફ પઢવું.

રિઝ્કમાં તરક્કી માટે અત્યંત અનુભવસિદ્ધ વઝીફો છે.

## ૪૨૦ રોઝી વિશાળ થવા માટે બારમો અમલ

જે માણસ જુમ્અહની નમાઝ પછી ૧૦૦ (સો) વખત **'યા ગફ્ફારુ'** પઢશે તો ઈન્શા અલ્લાહ વિશાળ રોઝી નસીબ થશે.

## ગરીબી, નાદારી, મુફલિસી અને મોહતાજી દૂર થવા માટે

### ૪૨૧ નાદારી અને ભૂખમરાથી બચવા માટે અમલ

**'યા વહ્હાબુ'**ને વધુ પ્રમાણમાં પઢવાથી અથવા એને લખીને પોતાની પાસે રાખવાથી નાદારી અને ભૂખમરાથી આશ્ચર્યજનક રીતે ઈન્શા અલ્લાહ છૂટકારો મળશે.

### ૪૨૨ ગરીબી અને ભૂખમરાથી મુક્તિ માટે અમલ

ચાશતની નમાઝના અંતિમ સજદહમાં હંમેશા ૪૦ (ચાલીસ) વખત **'યા વહ્હાબુ'** પઢવાથી ગરીબાઈ અને ભૂખમરાથી ઈન્શા અલ્લાહ છૂટકારો મળશે.

### ૪૨૩ ભૂખમરાથી બચવા માટે અમલ

જે માણસ ભૂખમરામાં સપડાયેલો હોય તે બે રકા'ત નમાઝ પઢી પોતાનો મકસદ દિલમાં રાખીને ૧૦૦ (સો) વખત **'યા લતીફુ'** પઢશે તો ઈન્શા અલ્લાહ મકસદ પૂરો થશે.

### ૪૨૪ મુફલિસી અને બેકારી દૂર થવા માટે અમલ

જે માણસ મુફલિસ અને બેકાર હોય તે ૨૧ (એકવીસ) દિવસ સુધી બે રકા'ત તહિય્યતુલ્ વુઝૂ પઢી ૩૦૦ (ત્રણ સો) વખત **'યા લતીફુ'** પઢે. એ મુદ્દત વીત્યા પછી ઈન્શા અલ્લાહ મુરાદ પૂરી થશે.

### ૪૨૫ મોહતાજીથી હિફાઝત માટે પ્રથમ અમલ

જે માણસ દરરોજ ફર્ઝ નમાઝ બા'દ ૨૧ (એકવીસ) વખત **'યા મુન્ઈમુ'** પઢશે તે ઈન્શા અલ્લાહ કદી મોહતાજ થશે નહિ અને મુફલિસ થશે નહિ.

### ૪૨૬ મોહતાજીથી હિફાઝત માટે બીજો અમલ

જે માણસ સતત ૧૦ (દસ) જુમ્અહ સુધી, જુમ્અહના દિવસની ફજરની નમાઝ બા'દ ૭૦૦૦ (સાત હઝાર) વખત **'યા મુગ્ની'** પઢશે. તો ગૈબથી અલ્લાહ તઆલા તેને લોકોની મોહતાજીથી બચાવશે અને પોતાના ખજાનામાંથી સંતોષ ફરમાવશે.

### ૪૨૭ ભૂખથી હિફાઝત માટે અમલ

જે માણસ ૪૦ (ચાલીસ) દિવસ સુધી ચાર કોળિયા ઉપર **'યા કાબિઝુ'** લખીને ખાશે તે ઈન્શા અલ્લાહ ભૂખથી બચેલો રહેશે.

### ૪૨૮ ગરીબી દૂર થવા માટે પ્રથમ અમલ

જો ગરીબ માણસ દરરોજ ૩૦૦૦ (ત્રણ હઝાર) વખત **'યા અલિય્યુ'**નો વિર્દ રાખશે તો તે ગરીબ માણસ ઈન્શા અલ્લાહ માલદાર થઈ જશે.

### ૪૨૯ ગરીબી દૂર થવા માટે બીજો અમલ

જો કોઈ પહેલાં માલદાર હતો અને પછી ગરીબ થઈ ગયો અને તે ચાહે કે મારી પ્રથમ જેવી સ્થિતિ ફરીથી થઈ જાય તો ૨૧ (એકવીસ) દિવસ સુધી **'યા મુઈદુ'** પઢે. થોડા દિવસમાં તે જ પાછલી હાલત ઈન્શા અલ્લાહ કાયમ થઈ જશે.

## વેપાર, ધંધો, કારોબાર

### ૪30 કારોબારમાં તરક્કી માટે પ્રથમ અમલ

દરરોજ **'યા રશીદુ'**નો વિર્દ રાખવાથી ઈન્શા અલ્લાહ આફતો દૂર થશે અને કારોબારમાં ખૂબ પ્રગતિ થશે.

### ૪3૧ કારોબારમાં તરક્કી માટે બીજો અમલ

જે માણસ ફજરની નમાઝ બા'દ ૨૯૮ (બસો અઠ્ઠાણું) વખત **'યા રહમાનુ'** પઢશે તે અલ્લાહ તઆલાની ખાસ રહમતમાં દાખલ થશે અને દુનિયામાં તેની કોઈ મુશ્કેલી અટકેલી રહેશે નહિ. દરેક કારોબારમાં ઈન્શા અલ્લાહ બરકત હાસિલ થશે.

### ૪3૨ વેપારમાં બરકત માટે અમલ

દરેક નવી વસ્તુ કે માલ ખરીદતી વેળા પહેલાં ૪૧ (એકતાલીસ) વખત **'યા નાફિઉ'** પઢવાથી ઈન્શા અલ્લાહ વ્યાપારમાં ઘણી બરકત થાય છે.

### ૪33 વેપારમાં નુકસાનથી હિફાઝત માટે અમલ

જે માણસને વેપારના માલમાં નુકસાન થવાનો ભય હોય તે માણસ દરરોજ ફજરની નમાઝ બા'દ 3000 (ત્રણ હઝાર) વખત **'યા મુન્ઈમુ'** પઢે. ઈન્શા અલ્લાહ કોઈ પ્રકારની નુકસાની થશે નહિ.

### ૪3૪ ધંધામાં ખોટથી હિફાઝત માટે અમલ

જો દુકાનદાર અથવા વેપારી દુકાન, ઓફિસ અથવા કારખાનાનું

તાળું ખોલવા પહેલાં ૭૦ (સિત્તેર) વખત **'યા ગનિય્યુ'** પઢશે તો ઈન્શા અલ્લાહ વેપારના માલમાં બરકત થશે. કદી ખોટ જશે નહિ.

## ૪૩૫ ધંધામાં ભાગીદારની બુરાઈથી બચવા માટે અમલ

જો વેપાર વગેરેના ભાગીદારોને પરસ્પર બુરાઈ વગેરેનો અંદેશો હોય તો તેઓ **'યા મુઅ્મિનુ'** પઢે. આખી ઝિંદગી તેઓ એક બીજાની બુરાઈથી ઈન્શા અલ્લાહ બચેલા રહેશે.

## નોકરી, હોદ્દો, પદ

## ૪૩૬ નોકરી મળવા માટે અમલ

જે માણસની નોકરી છૂટી ગઈ હોય અને તે ચાહે કે તેને પાછી નોકરી મળી જાય તો તે માણસ ત્રણ રોઝહ રાખે અને ફજરની નમાઝ પછી ૧૦૦૦૦ (દસ હઝાર) વખત **'યા રઝ્ઝાકુ'** પઢે અને શરૂઆતમાં અને અંતે આ દુરૂદ શરીફ પઢે :

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ્ વ અલા આલિ મુહમ્મદિન્ વ બારિક્ વ સલ્લિમ્'**

તો તે જ માસે, તે જ જગ્યાએ અથવા એથી બેહતર જગ્યાએ ઈન્શા અલ્લાહ નોકરી મળી જશે.

## ૪૩૭ ઉચ્ચ પદ (હોદ્દો) અને સમૃદ્ધિ મેળવવા પ્રથમ અમલ

**'યા અલિય્યુ'**ને હંમેશા પઢવાથી અથવા લખીને પોતાની પાસે રાખવાથી ઈન્શા અલ્લાહ ઉચ્ચ પદ, સમૃદ્ધિ અને મકસદમાં કામિયાબી નસીબ થશે.

## ૪૩૮ ઉચ્ચ પદ (હોદ્દો) અને સમૃદ્ધિ મેળવવા બીજો અમલ

પદભ્રષ્ટ થઈ ગયેલ માણસ ૭ (સાત) રોઝહ રાખી, ૭ (સાત) દિવસ સુધી ૧૦૦૦ (એક હઝાર) વખત **'યા કબીરુ'** પઢશે તો ઈન્શા અલ્લાહ તે પાછો પોતાના પદ પર બિરાજમાન થઈ જશે.

## ૪૩૯ નોકરીમાં હોદ્દા પર ઈઝ્ઝત મેળવવા માટે અમલ

કોઈ માણસ દરરોજ અંધારામાં ૧૦૦૦ (એક હઝાર) વખત બન્ને નામો **'યા માલિકુ યા કુદ્દૂસુ'** મેળવી પઢશે તો જે હોદ્દા ઉપર તે નોકર હશે તેમાં ઈન્શા અલ્લાહ ઈઝ્ઝત મળશે. ઉપલા અધિકારીઓ હંમેશા તેના તરફ કૃપાદ્રષ્ટિ રાખશે.

## ૪૪૦ છૂટી ગયેલો હોદ્દો કે નોકરી ફરીથી મેળવવા માટે અમલ

જો કોઈ માણસ હોદ્દા કે મર્તબહથી પડી ગયો હોય અથવા નોકરીથી બરતરફ થઈ ગયો હોય તો :

- ૭ (સાત) દિવસ સુધી દરરોજ ગુસલ કરે.
- તે પછી બે રકા'ત નફિલ નમાઝ અદા કરે,
- એ બન્ને રકા'તોમાં 'અલ્હમ્દુ શરીફ' અને સૂરએ 'ઈખ્લાસ' એક વખત પઢે.
- તે પછી ત્રણ દિવસ દરરોજ ઊભા થઈ ૩૦૦૦ (ત્રણ હઝાર) વખત **'યા અઝીઝુ'** પઢે.
- ચોથા દિવસે બેસી ૫૦૦૦ (પાંચ હઝાર) વખત **'યા અઝીઝુ'** પઢે.

- પાંચમાં, છઠ્ઠા અને સાતમા દિવસે બેસી સજદહમાં જઈ કુલ ૩૦૦ (ત્રણ સો) વખત **‘યા અઝીઝુ’** પઢે.
- તે પછી દુઆ કરે.

ઈન્શા અલ્લાહ તે જ હોદ્દો ફરીથી મળી જશે અથવા તેનાથી બેહતર કોઈ જગ્યાએ ઈઝ્ઝત–આબરૂની કોઈ સગવડ ગૈબથી થઈ જશે અથવા ગુમાવેલ ઈઝ્ઝત પાછી હાસિલ થઈ જશે.

## ૪૪૧ શેઠની નિગાહમાં ઉચ્ચ સ્થાન મેળવવા માટે અમલ

જે માણસ **‘યા ઝલ્ જલાલિ વલ્ ઈક્રામ’**ને ૧૦૦૦( એક હઝાર) વખત પઢશે તો ઈન્શા અલ્લાહ ૨૧ (એકવીસ) દિવસમાં શેઠની નિગાહમાં ઉચ્ચ સ્થાન મેળવી લેશે.

## ૪૪૨ ગરીબ નોકરે આપેલી ભેટને શેઠ પસંદ કરે તે માટે અમલ

જો કોઈ નોકર કોઈ મોટા માણસને પોતાની ગરીબી મુજબની ભેટ મોકલે અને તે વિચારે કે મોટા માણસ છે ગરીબનો તોહફો તે પસંદ કરશે કે નહિ. તો ૭૦ (સિત્તેર) વખત **‘યા હમીદુ’** તે ભેટની વસ્તુ ઉપર પઢી દમ કરે. ઈન્શા અલ્લાહ તે ભેટ ઘણી જ સ્વીકાર પાત્ર બની પસંદગી પામશે.

## ૪૪૩ શેઠની નારાજગી દૂર કરવા માટે અમલ

જો કોઈ શેઠ નોકર પર નારાજ રહેતો હોય તો તે નોકર સવાર–સાંજ ૨૧ (એકવીસ) વખત **‘યા માનિઉ’** પઢી શેઠ તરફ સામેથી અથવા પાછળથી દમ કરે. ઈન્શા અલ્લાહ થોડાં જ દિવસોમાં એ બધી શિકાયતો દૂર થઈ જશે.

## ૪૪૪ શેઠનો ગુસ્સો દૂર કરવા માટે અમલ

જો કોઈ માણસથી તેનો શેઠ ગુસ્સે થયો હોય તો અરધી રાતે અથવા બપોરે ૧૧૦૧ (એક હઝાર એક સો એક) વખત **'યા સબૂરુ'** પઢી અલ્લાહ તઆલાથી દુઆ કરે, ઈન્શા અલ્લાહ ઘણો જલ્દી એક જ અઠવાડિયામાં હેતુ પ્રાપ્ત થશે. સાત દિવસ સુધી સતત એ અમલ કરવો જોઈએ.

## ૪૪૫ શેઠનો ખરાબ સ્વભાવ સુધારવા માટે અમલ

જે નોકરનો શેઠ ખરાબ સ્વભાવનો હોય તે નોકર **'યા વલિય્યુ'** પઢતા પઢતા શેઠ પાસે જશે તો ઈન્શા અલ્લાહ તે મહેરબાની ભરી વર્તણુંક કરશે.

## ૪૪૬ શેઠનો ડર દિલમાંથી દૂર કરવા માટે અમલ

જો કોઈ નોકરને પોતાનો શેઠ હિસાબ–કિતાબ લેશે એવો અંદેશો હોય અને ડર વધી જાય તો તે માણસ રાત્રે ઈશાની નમાઝ બા'દ ૩૦૦૦ (ત્રણ હઝાર) વખત **'યા હસીબુ'** પઢે અને દિલમાં કલ્પના કરે કે મારા શેઠ પાસે અલ્લાહ તઆલાના દરબારથી હિસાબ મંગાવ્યો છે અને મારો શેઠ ત્યાં રોકાવાથી મને ભૂલી ગયો છે. ત્રણ દિવસ એ અમલને સતત કરે. ઈન્શા અલ્લાહ ઘણી જ સહેલાઈથી મામલો સાફ થઈ જશે.

## ૪૪૭ મોટા હોદ્દા પર ટકી રહેવા માટે હાકિમે કરવાનો અમલ

જો કોઈ હાકિમ હંમેશા ૫૦૦૦ (પાંચ હઝાર) વખત **'યા કબીરુ'** પઢશે તો તે પોતાના હોદ્દા ઉપર ઈઝ્ઝત–આબરૂ સાથે કાયમ

રહેશે. જો તેના પર કોઈ મહાન કામગીરી આવી પડશે તો તેમાં ઈન્શા અલ્લાહ સહી–સલામત સફળ થશે.

### ૪૪૮ હાકિમની સત્તા ટકવા માટે અમલ

કોઈ માણસ દરરોજ અંધારામાં ૧૦૦૦ (એક હઝાર) વખત આ બન્ને નામો **'યા માલિકુ યા કુદ્દૂસુ'** મેળવીને પઢશે તો જે ઈલાકાનો હાકિમ હશે તે ઈલાકો ઈન્શા અલ્લાહ કાયમ રહેશે.

### ૪૪૯ પ્રજાને આજ્ઞાંકિત બનાવવા માટે હાકિમે પઢવાનો અમલ

જે હાકિમ **'યા મુઅ્મિનુ'**ને વધુ પ્રમાણમાં પઢશે તો ઈન્શા અલ્લાહ લોકો એના આજ્ઞાધીન બની જશે.

### ૪૫૦ અમલદારો અને હાકિમો વાત સાંભળે તે માટે અમલ

જે માણસ હંમેશા ૩૦૦૦ (ત્રણ હઝાર) વખત **'યા મલિકુ'** પઢશે તો અમલદારો અને હાકિમો એની વાત ઈન્શા અલ્લાહ ધ્યાનપૂર્વક સાંભળશે. ઝુલ્મદાર માણસ એની સામે સખ્તીથી બોલી શકશે નહિ.

## <u>કોર્ટ અને મુકદ્દમા</u>

### ૪૫૧ મુકદ્દમો જીતવા માટે પ્રથમ અમલ

જો કોઈ માણસ નાહક મુકદમામાં ફંસી જાય, કોઈ ફસાદખોર માણસથી મામલો પડી જાય તો :

- મુકદમાની બિલ્કુલ રજૂઆત વખતે અથવા પરસ્પરની વાતચીત

વેળા ૭૦ (સિત્તર) વખત **'અલ્લાહ, અલ્લાહ'** કહે.

- દિલમાં એવી કલ્પના કરે કે બધી મજલિસ અદશ્ય થઈ છે અને હવે અલ્લાહની ઝાત એ કેસનો ફેંસલો કરશે.

ઈન્શા અલ્લાહ એ મુકદમો તેના હકમાં સારી રીતે પરિણામશે અને જૂઠો દુશ્મન અદાલતમાં અથવા પરસ્પર વાતચીતમાં હાર ખાશે.

## ૪૫૨ મુકદમો જીતવા માટે બીજો અમલ

જે માણસને મુકદમાના કારણે ભારે બેચેની હોય અથવા કોઈ દુશ્મનનો ડર હોય તો ૨૧૦૦૦ (એકવીસ હઝાર) વખત **'યા માલિકુલ્ મુલ્કુ'**નો ખત્મ ત્રણ દિવસ સતત કરવામાં આવે. ઈન્શા અલ્લાહ મુકદમામાં સફળતા પ્રાપ્ત થશે અને દુશ્મન હારી જશે.

ખત્મ કરવાની તરકીબ આ છે કે :

- ત્રણ માણસો વુઝૂ સાથે કિબ્લહ રુખ બેસી ૭૦૦૦ (સાત હઝાર) વખત **'યા માલિકુલ્ મુલ્કુ'** પઢે.
- શરૂ અને અંતમાં ૭ (સાત) વખત આ દુરૂદ શરીફ પઢે.

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા કબ્રિ મુહમ્મદિન્ ફિલ્ કુબૂરિ અલ્લાહુમ્મ સલ્લિ અલા જ-સદિ મુહમ્મદિન્ ફિલ્ અજસાદિ; અલ્લાહુમ્મ સલ્લિ અલા રૂહિ મુહમ્મદિન્ ફિલ્ અર્વાહિ વ બારિક્ વ સલ્લિમ્'**

- એ ત્રણે માણસો વઝીફો ખત્મ કરી આ પ્રમાણે દુઆ માંગે :

"ઈલાહી ! આજે ફલાણા મુકદમાની ફરિયાદ અને અપીલ તારી ઉપલી સરકારમાં દાખલ કરી છે. હવે તું પણ હરાવી દેશે તો એ બંદો કયાં જશે ?

**'લા મલ્જ–અ વ લા મન્જ–અ મિનલ્લાહિ ઈલ્લા ઈલયક'**
તારી શિક્ષાનો બચાવ અને તારી મુસીબતની પનાહ તારી જ પાસે છે.''
ઈન્શા અલ્લાહ ઘણું જ જલ્દી મરજી મુજબ કામ થશે.

## ૪૫૩ મુકદ્દમો જીતવા માટે ત્રીજો અમલ

ભારે મુકદમો જીતવા માટે **'યા હલીમુ, યા અલીમુ, યા અલિય્યુ, યા અઝીમુ'** પઢવું ઘણું અનુભવસિદ્ધ છે.

## ૪૫૪ મુકદ્દમામાં સમાધાન થવા માટે અમલ

જો કોઈ માણસ કોઈ મુકદમામાં માંડવાળ (સમાધાન) કરવા માંગતો હોય અને સામો પક્ષ માનતો ન હોય તો ઝોહરની નમાઝ બા'દ ૩૦૦૦ (ત્રણ હઝાર) વખત **'યા ગફ્ફારુ'** પઢે અને તે પછી દુઆ કરે. ઈન્શા અલ્લાહ તરત જ મકસદ હાસિલ થશે. દુશ્મન પોતે જ સમાધાન માટે વિનંતી કરશે.

## ૪૫૫ મુકદ્દમાનો સાચો ફેસલો આવે તે માટે અમલ

જો કોઈ માણસ પોતાના મુકદમામાં ખરો ફેંસલો થાય એવું ચાહતો હોય તો :

- ૧૦૧ (એક સો એક) વખત **'સુબ્હાનલ્ માલિકુલ્ હક્કિલ્ મુબીન'** પઢે.
- તે પછી ૭૦૦૦ (સાત હઝાર) વખત **'યા હક્કુ'** પઢે.

ઈન્શા અલ્લાહ ત્રણ દિવસના અમલમાં હક જાહેર થશે અને મુકદમાનો ફેંસલો વ્યાજબી અને સાચો થશે.

## ૪૫૬ મુકદ્દમાની અપીલમાં જીતવા માટે અમલ

કોઈ માણસ કોઈ માલ–મિલ્કતના મુકદમામાં હારી ગયો હોય તો તે માણસ અપીલ કરે અને **'યા માલિકલ્ મુલ્ક'**નો ખત્મ પઢે. ઈન્શા અલ્લાહ હારેલા કેસમાં જીત મેળવશે અને ગુમાવેલ માલ–મિલ્કત પાછી મેળવશે.

ખત્મ કરવાની તરકીબ આ છે :

- દરરોજ ગુસલ કરી એહરામના જેવી ચાદરો બાંધે.
- જવની એક રોટલી ૦ાા (પોણો) શેર લોટની બનાવે.
- ૨૪ (ચોવીસ) કલાકમાં એ જ ખોરાક ખાવાનું રાખે.
- રાત–દિવસમાં ૪૧૦૦૦ (એકતાલીસ હઝાર) વખત **'યા માલિકલ્ મુલ્ક'** પઢે.
- વઝીફાના આરંભમાં અને અંતે **'બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ'** ૧૦૦ (સો) વખત પઢે.
- સાત દિવસ સુધી સતત એ અમલને કરે.

ઈન્શા અલ્લાહ સફળતા નક્કી પ્રાપ્ત થશે.

**<u>ચેતવણી</u> :**

એ નામ ઘણું જલાલી છે. પઢવા દરમિયાન કોઈ બદ પરહેઝી થવી જોઈએ નહિ. નહીં તો નફાને બદલે નુકસાન થશે.

## ૪૫૭ નાહક કેદ અથવા મુકદ્દમામાંથી મુક્તિ માટે અમલ

જે કોઈ માણસ કેદમાં અથવા મુકદમામાં નાહક સપડાઈ ગયો હોય તો તેના સંબંધીઓ રાત–દિવસ સતત ૨૧ (એકવીસ હઝાર) વખત **'યા ફત્તાહુ'**ને પઢશે તો ઈન્શા અલ્લાહ જલ્દી તેનો છૂટકારો થશે.

## ૪૫૮ જૂઠા ફોજદારી મુકદ્દમામાંથી મુક્તિ માટે અમલ

જે માણસ કોઈ જૂઠા ફોજદારી મુકદ્દમામાં સપડાઈ ગયો હોય તો ત્રણ દિવસ સુધી રાત્રે બાર વાગ્યે અને દિવસે બાર વાગ્યે ૫૦૦૦ (પાંચ હઝાર) વખત **'યા મુન્તકિમુ'** પઢશે તો ઈન્શા અલ્લાહ ઘણો જલ્દી દુશ્મન બરબાદ થઈ જશે અને પઢનાર જલ્દી છૂટકારો મેળવશે.

## ૪૫૯ કેદ અને બંધનથી હિફાઝત માટે અમલ

૮૯ (નેવયાસી) વખત **'યા મુહ્યી'** પઢી પોતાના ઉપર દમ કરવાથી દરેક પ્રકારની કેદ અને બંધનથી ઈન્શા અલ્લાહ સુરક્ષિત રહેવાશે.

## ૪૬૦ હાકિમથી ઈન્સાફ મેળવવા માટે અમલ

જો કોઈ મુકદ્દમામાં હાકિમથી અન્યાયનો અંદેશો હોય તો કેસ ચાલે તેટલા દિવસ દરરોજ ૩૦૦૦ (ત્રણ હઝાર) વખત **'યા અદ્લુ'** પઢે અને હાકિમ તરફ કલ્પના કરી દમ કરે તો ઈન્શા અલ્લાહ ઈન્સાફ થશે. અન્યાય થશે નહિ.

## ૪૬૧ મુકદ્દમાના સાક્ષી જૂઠી જુબાની ન આપે તે માટે અમલ

જો કોઈનો મુકદ્દમો ચાલતો હોય અને તેને કોઈ સાક્ષી જૂઠો પુરાવો આપે એવો અંદેશો હોય તો ૧૦૦૦ (એક હઝાર) વખત **'યા જલીલુ'** પઢી તે સાક્ષી તરફ દમ કરશે તો ઈન્શા અલ્લાહ તે સાક્ષી અદાલતમાં ટકી શકશે નહિ અને વિરુદ્ધમાં પુરાવો આપી શકશે નહિ.

## ૪૬૨ બદમિજાઝ હાકિમની સામે હાજરી વખતે અમલ

જો કોઈ બદમિઝાજ હાકિમની સામે જવાનું હોય તો ૭ (સાત) વખત **'યા બાઈસુ'** પઢી પોતાના શરીર ઉપર દમ કરી તેની સામે જાય. ઈન્શા અલ્લાહ હાકિમ ઘણી જ મહેરબાની ભરી વર્તણુંક કરશે.

## ૪૬૩ હાકિમની સામે હાજરી વખતે ઈઝ્ઝત મેળવવા માટે પ્રથમ અમલ

જે કોઈ માણસ કોઈ મોટા માણસની સામે જતાં ડરતો હોય તો ત્રણ દિવસ સુધી દરરોજ ૩૦૦૦ (ત્રણ હઝાર) વખત **'યા રાફિઉ'** પઢે અને પછી એ જ **'રાફિઉ'** પઢતો પઢતો હાકિમની સામે જશે તો ઈન્શા અલ્લાહ દરેક રીતે ઈઝ્ઝત હાસિલ કરશે. હાકિમ ઘણી જ દયા દૃષ્ટિથી વર્તણુંક કરશે.

## ૪૬૪ હાકિમની સામે હાજરી વખતે ઈઝ્ઝત મેળવવા માટે બીજો અમલ

જો કોઈ માણસ અંગૂઠી (વીંટી)માં **'યા જલીલુ'** કોતરાવી પોતાની પાસે રાખશે તો જયારે હાકિમ કે મોટા માણસ સામે જશે તો ઈન્શા અલ્લાહ ઈઝ્ઝત મળશે. દરેક હાકિમની નજર તેની સામે નીચી રહેશે.

## ૪૬૫ મઝલૂમની ભલામણ હાકિમ સાંભળે તે માટે અમલ

જો કોઈ હાકિમ અથવા ઝાલિમ કોઈ મઝલૂમની ભલામણ સાંભળતો ન હોય તો ૧૧૦ (એક સો દસ) વખત **'યા રઊફુ'** પઢી

દુઆ કરે તો ઈન્શા અલ્લાહ તે ઝાલિમ આ મઝલૂમની ભલામણ સ્વીકારશે.

## ૪૬૬ હાકિમનો ગુસ્સો દૂર કરવા માટે અમલ

જો કોઈ માણસથી તેનો હાકિમ ગુસ્સે થયો હોય તો અરધી રાતે અથવા બપોરે ૧૧૦૧ (એક હઝાર એક સો એક) વખત **'યા સબૂરુ'** પઢી અલ્લાહ તઆલાથી દુઆ કરે. ઈન્શા અલ્લાહ ઘણો જલ્દી એક જ અઠવાડિયામાં હેતુ પ્રાપ્ત થશે. ૭ (સાત) દિવસ સુધી સતત એ અમલ કરવો જોઈએ.

## ૪૬૭ કોર્ટમાં કરેલી અરજીનો સારો જવાબ આવે તે માટે અમલ

જો કોઈના કાગળનો જવાબ અથવા અરજીનો હુકમ આવતો ન હોય તો દરરોજ ફજરની નમાઝ પછી ત્રણ દિવસ સુધી ૧૦૦૦ (એક હઝાર) વખત **'યા મુજીબુ'** પઢી મનમાં એવી કલ્પના કરે કે મારા કાગળનો જવાબ અને મારી અરજી ઉપર હુકમ લખાઈને આકાશથી ધરતી પર ઉતરી આવ્યો છે. ઈન્શા અલ્લાહ થોડાં દિવસ પછી પત્ર કે અરજીનો જવાબ સારો આવશે.

## ૪૬૮ ફેસલો આપનાર હક પર ફેસલો આપે તે માટે અમલ

હાકિમ, કાઝી, મુફતી, કોમના સરદાર, ચોધરી, સરપંચ અથવા પટેલ ફેંસલો આપતી વેળા જો ૭ (સાત) વખત **'યા હાદી'** પઢશે અને પછી ફેંસલો આપશે તો ઈન્શા અલ્લાહ હક ઉપર કાયમ રહેશે.

# અબ્દુલકાદિર ફાતીવાલા સાહબની
## અનુવાદિત, સંપાદિત, ગુજરાતી, હિંદી, અંગ્રેજી, ઉર્દૂ કિતાબો

- 'મેઅયારુસ્સુલૂક' ગુજરાતી, હિન્દી
- 'દુર્રે લાસાની' ભા. ૧,૨,૩ ગુજરાતી, હિન્દી
- 'નકશબંદી ઓલિયા' ભાગ : ૧, ૨, ૩
- 'મકામાતે હિદાયત'
- 'સુહબતે બા અહલે દિલ' ભાગ : ૧, ૨
- 'બાળકોની કસસુલ્ અમ્બિયા'ભા. ૧ થી ૧૪
- 'સિલા રહમીની અઝમત'
- 'વિલાયતનો માપદંડ શું છે ? '
- 'વસિયત અને વારસાના અહકામ'
- 'ઈલાહ શું છે ? '
- 'અલ્ માઈદહ'
- 'તારો રબ કોણ છે ? '
- 'બીવી ઘરની રોનક'
- 'હજનો સાથી'
- 'આયાતે શિફા'
- 'ઈસ્લામી શિક્ષણ અને આતંકવાદ'
- 'નિકાહની શરઈ હેસિયત'
- 'તરબિયતે ઔલાદનું ઈસ્લામી આયોજન'
- 'અહસનુસ્સિયર'
- 'અહેસાન અને તસવ્વુફ'
- 'રસૂલુલ્લાહ (સ.અ.વ.)ની સુન્નતો'
- 'મષનવીની હિકાયતો'
- 'ફઝાઈલે સદકાત' (અંતિમ પૃષ્ઠો)
- 'શમાઈલે તિરમિઝી શરીફ'
- 'તસવ્વુફની હકીકત'
- 'અહકામે મુસાફિર'
- 'અહસનુત્તકવીમ' ગુજરાતી, હિન્દી
- 'ફુતૂહુલ્ હરમૈન' ગુજરાતી, હિન્દી
- 'મિલ્લતના નિગહબાન'
- 'દસ્તૂરે હયાત'
- 'યાદે ઐયામ'
- 'હમારે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ'
- 'મનસબે ઈમામત'
- 'ફતાવા રહીમિય્યહ'ની અનુક્રમણિકા
- 'મકારિમુલ્ અખ્લાક'
- 'રાહે અમન'
- 'આસાન રિઝ્ક'
- 'અલ્લાહથી ડરો'
- 'આસાન લુગાતુલ્ કુર્આન'
- 'ગાયના હત્યારા કોણ ? '
- 'અરબી મદ્રસાઓ વિષે'
- 'જાદૂનો ઈલાજ'
- 'વઝાઈફ અને નસાઈહ'
- 'મરીઝના શરઈ અહકામ'
- 'કવમા અને જલસાના મસાઈલ'
- 'ઈસ્લામ : દોસ્ત કે દુશ્મન ? '
- 'આપની મંઝિલ આ છે.'
- 'કિયામતની નિશાનીઓ'
- 'ફતાવા દીનિય્યહ' ભાગ : ૧, ૨, ૩, ૪
- 'હલાલ રોઝીની તલાશ'
- 'ઉર્સ્વએ રસૂલે અકરમ (સલ.)' ભા. ૧,૨,૩

- 'તઝકિયતુલ્ કુલૂબ'
- 'પતિ–પત્નીના જાતિય સંબંધો'
- 'હિદાયતના મોતી'
- 'એક મિનિટનો મદ્રસહ'
- 'ફઝાઈલે નમાઝ'
- 'મુન્તખબ અહાદીષ'
- 'દુઆઓકા કીમતી મજમૂઆ'
- 'રસૂલુલ્લાહ (સલ.) પર દુરૂદો સલામ'
- 'ઈલાજ અને ઉપચારના શરઈ અહકામ'
- 'હિકાયાતે ઔલિયા'
- 'હઝરત અલી અહમદ નકશબંદી (દા.બ.)ના મલફૂઝાત'
- 'બયઅત : હુઝૂર (સલ.)ના ઝમાનામાં'
- 'તસહીલ કસ્દુસ્સબીલ'
- 'ઝુબ્દતુલ્ ફતાવા' ભાગ : ૧, ૨
- 'મુફીદુલ્ મુસ્લિમીન'ઉર્દૂ, ગુજરાતી, હિન્દી, અંગ્રેજી
- 'ખાવા–પીવાની સુન્નતો'
- 'દુઆ મો'મિનનું હથિયાર'
- 'મઝાહિબકી અલામાત'
- 'શું ઈસ્લામમાં કંઈ ટીકા પાત્ર છે ? '
- 'માંગતા જા લેતા જા'
- 'હઝરત સૂફી અ. રહમાન (રહ.)નું જીવનચરિત્ર'
- 'ગીબતની સુધારણા'
- 'મદ્રસહના સફીરો'
- 'આપની સમસ્યાનો ઉકેલ અસ્માઉલ્ હુસ્નામાં'
- 'એક ચિરાગ ઔર બુઝા'
- 'તસવ્વુફ શું છે ? '
- 'મકામાતે રહીમી' ગુજરાતી, ઉર્દૂ (અપ્રગટ)
- 'હઝરત અહમદ કબીર રિફાઈ (રહ.)'
- 'મકબૂલ દુઆઓનો સંગ્રહ'
- 'ઝુહૂરે મહદી કબ ? કહાં ? કૈસે ? '
- 'શરાબે તહૂર'
- 'ગુસ્સાનો ઈલાજ'
- 'જાણવા જેવું'
- 'અંતિમ નબીસલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ
- 'દુઆએ કાઝિયતુલ્ હાજાત'
- 'અમલિયાતે અકસીર'
- 'જામિઅહ, ડાભેલનો પરિચય'
- 'દુર્રુલ્ હરમૈન' ગુજરાતી, ઉર્દૂ
- 'ફયૂઝાને મા'સૂમિય્યહ' (અપ્રગટ)
- 'મકામાતે હિદાયત' ઉર્દૂ (અપ્રગટ)

## હવે પછી

- 'ફૈઝાને સઈદિય્યહ રહમતુલ્લાહિ અલયહિ'
- 'સિંધના નકશબંદી ઔલિયા'
- 'સરહિંદ શરીફની સચિત્ર ગાઈડ'
- 'આપની સમસ્યાનો ઉકેલ હદીષ શરીફમાં'
- 'આપની સમસ્યાનો ઉકેલ બુઝુર્ગોના અકવાલ અને આ'માલમાં'
- 'ફૈઝાને હઝરત સય્યિદ ઈમામઅલી શાહ (રહ.)'
- 'દિલ્હીના નકશબંદી ઔલિયા'
- 'આપની સમસ્યાનો ઉકેલ કુર્આન શરીફમાં'
- 'આપની સમસ્યાનો ઉકેલ દુરૂદ શરીફમાં'

| ગુજરાતી | | હિન્દી | | અંગ્રેજી | | ઉર્દૂ | | કુલ કિતાબો |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧૨૩ | + | ૮ | + | ૧ | + | ૪ | = | ૧૩૬ |